# ગીતાભ્યાસ-જ્ઞાનયોગ.



" नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते "

લેખક:

મુક્તીલાલ શામજી ત્રિવેદી.

# :: ગીતાભ્યાસ–જ્ઞાનયોગ ::

–એટલે–

શ્રીમદ્ ભગવદ્ગીતાના જ્ઞાનયોગના તત્વજ્ઞાનનો
આપણા રોજના જીવનમાં વ્યવહારૂ ઉપયોગ
દેખાડનાર લઘુ ગ્રંથ.

લખનાર :

**ચુનીલાલ શામજી ત્રિવેદી.**

હાઇકોર્ટ પ્લીડર.

ભાવનગર હાલ ખંભાત.

ઈ. સ. ૧૯૨૮ પ્રથમ આવૃત્તિ. સને ૧૯૮૪

કિંમત રૂ. એક.

લેખક તથા પ્રકાશક:

**ચુનીલાલ શામજી ત્રિવેદી,**

**ભાવનગર;** હાલ ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ, **ખંભાત.**



આ લેખક તરફથી પ્રસિદ્ધ થનારાં બીજાં પુસ્તકો:—

(૧) ગીતાભ્યાસ.

(૨) ગીતાભ્યાસ-કર્મયોગ.

(૩) કર્મ અને પુનર્જન્મ.

(૪) યોગાભ્યાસ.



આ પુસ્તક તથા આ લેખકના બીજાં પુસ્તકો આ લેખક પાસેથી તથા બીજા તમામ બુકસેલરો પાસેથી મળી શકશે.

મુદ્રક:

'**ફીનીક્ષ પ્રિ. વર્કસ**'માં શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું

કાલુપુર ટંકશાળ-**અમદાવાદ.**



**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ १८-६८ ॥**

જે સદા પુરુષ, મારા શ્રીકૃષ્ણ પ્રત્યેના પરમ ભક્તિ ભાવથી, ગીતાભ્યાસ રૂપ આ પરમ ગુહ્ય જ્ઞાન, મારા ભક્તોને શીખવશે-આ જ્ઞાનનો મારા ભક્તોમાં પ્રચાર કરશે, તે મને શ્રીકૃષ્ણ પરમાત્માને પામશે, તેમાં શંકા નથી

# ઉપોદ્ઘાત.



આ દુનિયાની ઉત્પત્તિ થઇ ત્યારથી તે અત્યાર સુધી, આ સમસ્ત જગતનો વિકાસ ક્રમ (evolution) અમુક સિદ્ધાંતો-નિયમોને અનુસરીનેજ ચાલી રહ્યા છે. આ સિદ્ધાંતોને જુદા જુદા દેશમાં, જુદી જુદી વખતે, જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે. આ સિદ્ધાંતોને કેટલીએક પ્રજાએ કોઇક વખતે કુદરતના કાયદાઓ (Laws of nature) એવું નામ આપેલું છે. કેટલીએક વાર તેમને નીતિના નિયમો (Laws of morality) એવું નામ આપેલું છે. અમુક સમયમાં કેટલીએક વખતે, કેટલીએક પ્રજાએ આ સિદ્ધાંતોને વિજ્ઞાનના નિયમો (Laws of science) એવું નામ આપ્યું છે. સમાજની ઉન્નતિના નિયમો (Laws of the evolution of society) એવું પણ એક નામ આ સિદ્ધાંતને અપર્યું છે. આ સિદ્ધાંતોને જુદા જુદા દ્રષ્ટિ બિંદુથી જોવાથી તેના નામ પણ જુદાં જુદાં અપાયા છે. જુદાં જુદાં નામ, તે જુદી જુદી વસ્તુ સૂચક નથી; પરંતુ એકજ વસ્તુને-એકજ નિયમોને-એકજ વસ્તુ

સ્થિતિને જુદા દ્રષ્ટિ બિંદુથી જોવામાં આવી છે અને આવે છે, તેજ હકીકતનું સૂચન કરે છે.

ઉપરના જુદાં જુદાં નામ સિવાય આ સિદ્ધાંતોને બીજું પણ એક નામ આપવામાં આવ્યું છે. દુનિયાના ઘણાખરા લોકોએ આ સિદ્ધાંતોને "ધર્મ" એવું નામ આપેલું છે. ધર્મ શબ્દ એ સંસ્કૃત ધૃ ધાતુ પરથી થયેલો છે. ધૃ એટલે ધારણ કરવું. જે નિયમોથી-જે કાયદાઓથી-જે સિદ્ધાંતોથી આ સમસ્ત જગતને ધારણ કરી શકાય-ટકાવી શકાય-વિનાશ થતું બચાવી શકાય-એટલુંજ નહિ; પરંતુ વિનાશમાંથી બચાવી-ટકાવી રાખી-ધારણ કરી-આગળ વધારી શકાય-ઉન્નતિના માર્ગે લઇ જઇ શકાય, તેવા નિયમોનો-કાયદાઓનો-સિદ્ધાંનોનો સમૂહ તે ધર્મ. ધર્મ એટલે એક વ્યકિત તથા સમગ્ર સમષ્ટિને-એક મનુષ્યને તથા આખા સમાજને સુવ્યવસ્થિત રાખી તેની ઉન્નતિ કરવામાં-તેને આગળ વધારવામાં મદદ કરે તેવા નિયમો. આ નિયમો ફકત અખતરા રૂપ નથી. આ નિયમો પહેલાં અજમાવી જોવામાં આવેલા છે. આ નિયમોના પાલનથી પહેલાં પણ અમુક પરીણામ આવેલું હતું. અત્યારે પણ તેજ પરિણામ

આવે છે. ભવિષ્યમાં પણ તેવું-એક સરખું જ પરિણામ આવશે. આ પ્રમાણે, આ નિયમોની પરીક્ષા કરી નક્કી કરેલા હોવાથી-સિદ્ધ કરેલા હોવાથી આવા નિયમોને સિદ્ધાંતો કહેવાય છે. આવા અમુક પ્રકારના સિદ્ધાંતોના સમૂહને ધર્મ-ધર્મશાસ્ત્ર એવી સંજ્ઞા આપવામાં આવી છે. જગતને ટકાવી રાખી-ધારણ કરી રાખી તેને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવાથીજ, માણસ પોતે પણ આગળ વધી શકે છે

આ પ્રમાણે હોવાથી દરેક માણસને અમુક પ્રકારનો ધર્મ હોય છે. ધર્મ એટલે ફરજ-જોખમદારી (Duty-Responsibility) એ અર્થમાં ધર્મ શબ્દ ઉપર પ્રમાણે વપરાશમાં આવેલો જણાય છે. દુનિયાના અસ્તિત્વને માટે-દુનિયાને ટકાવી રાખવાને માટે આપણને પ્રાણી, પદાર્થ વનસ્પતિ બધાની જરૂર છે. આ પરથી આ વસ્તુઓના પણ ધર્મ (Functions) હોય છે. વસ્તુના યથાસ્થિત ધર્મ સમજવાથી આપણે તેનો દુરૂપયોગ કરતા બચીએ છીએ; અને તેનો સદ્ઉપયોગ કરવાનું જાણીએ છીએ. તેમ કરવાથી જગતના વિકાસ ક્રમમાં બુદ્ધિ પૂર્વક મદદ કરવાનું આપણે શીખીએ છીએ. તેમ કરવાથી આપણે જાતે સુખી થઇ બીજાને સુખી કરી શકીએ છીએ. આ પ્રમાણે ધર્મનો

અર્થ કરતાં જણાય છે કે દરેક પ્રાણી (creature), પોતાના ધર્મનું-પોતાના અસ્તિત્વના નિયમોનું ખરેખરૂં જ્ઞાન પ્રાપ્ત કરવાથી જ પોતાનો વિનાશ થતો બચાવી શકે છે. દરેક મનુષ્યની ઉન્નતિ પણ તેના ધર્મના-ફરજોના યથાર્વાધિ પાલન પર આધાર રાખે છે. ધર્મ એ મનુષ્યનું-પ્રાણીઓનું જીવન છે. ધર્મનો અભાવ-વિસ્મૃતિ તેજ તેના મૃત્યુ-નાશનું કારણ છે-તેજ મૃત્યુ-વિનાશ છે.

જગતના સર્વ ધર્મોમાં હિંદુ ધર્મ સર્વોપરી છે. આ હકીકત આખી દુનિયાના આગળ પડતા ધર્મનાયકોએ સ્વિકારી છે. હિંદુ ધર્મમાં તત્વ જ્ઞાનનો જેટલો બારીકાઇથી તથા પદ્ધતિસર વિચાર કરવામાં આવ્યો છે તેવો અન્ય ધર્મમાં નથી થયો. આ કારણથી હિંદુ ધર્મનું-સનાતન ધર્મનું જ્ઞાન પોતાની ઉન્નતિ સાધવા માટે દરેક મનુષ્યને જરૂરનું છે.

ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, તથા શ્રીમદ્ ભગવદ્ગીતા એ હિંદુ ધર્મના ત્રણ મુખ્ય અનેપ્ર માણ (Authority) ગણાતા ગ્રંથો-પ્રસ્થાનત્રય છે. આ ત્રણ પૈકી પણ શ્રીમદ્ ભગવદ્ગીતા એ એક અમૂલ્ય ગ્રંથ રત્ન છે. ગીતાએ સર્વ ઉપનિષદોનો સાર છે. **सर्वोपनिषदो**

**गावो दोग्धा गोपालनंदनः सर्व** ઉપનિષદો રૂપ ગાયોમાંથી ગોપાલનંદન શ્રીકૃષ્ણે આ " દુગ્ધામૃત "– " ગીતામૃત " દોહી કાઢયું છે. આ કારણને લઇને, દુનિયાના મહાન ગણાતાગ્રંથમાં ભગવદ્‌ગીતા એ એક પ્રથમ પંક્તિનો ગ્રંથ છે. આ ગ્રંથના તથા તેના એક ભાગના, સમજીને કરેલા અભ્યાસથી મોક્ષ સુધીની સિદ્ધિ માણસને મળી શકે છે; તેવું સાક્ષાત ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમુખે કહ્યું છે. આ લઘુ ગ્રંથ જો મોક્ષ મેળવવાના પરવાના રૂપે હોય તો પછી તેનાથી માણસની આ દુનિયામાં શારીરિક, માનસિક તથા અધ્યાત્મિક ઉન્નતિ થાય; તેમાં તો સહજ પણ શંકા હોઈ શકે જ નહિ.

આવા મહાન ગ્રંથ રત્નના પર દરેક ધર્મના આચાર્ય, ભાષ્ય કરવા–ટીકા કરવા–આ ગ્રંથનું વિશેષ સ્પષ્ટીકરણ કરવા લલચાય તે સ્વાભાવિક છે. આ કારણને લઇને આ લઘુ ગ્રંથ પર કેટલાએક ઉમદા ભાષ્યો–ટીકાઓ અને વાર્તિકો થયા છે. આ ભાષ્યો વિદ્વાન વર્ગને માટે હોવાથી તેઓ તે વર્ગમાં ઘણાજ ઉપકારક માલુમ પડયા છે. છતાં આવા ભાષ્યો સામાન્ય જન સમાજમાં બહુ લોકપ્રિય થયા હોય અગર વંચાતા હોય તેવું જણાતું નથી. આવા ભાષ્યો વાંચવા જે

ઉત્તમ પ્રકારનું ભાષા જ્ઞાન જોઇએ તથા જે બુદ્ધિબળની જરૂર પડે, તે સામાન્ય વર્ગમાં હંમેશાં હોઈ શકે નહિ. આ કારણુને લઇને ગીતા જેવા અમૂલ્ય પુસ્તક પર થયેલા વિદ્વતા ભરેલા ભાષ્યો, સામાન્ય વર્ગમાં ગીતાના જ્ઞાનનો પ્રસાર કરવાને બદલે, એક બહુજ નાના પણ વિદ્વાન ગણાતા વર્ગને આનંદદાયી તથા તેમના બુદ્ધિ બળને વિકસાવનાર નિવડ્યાં છે.

આવા ભાષ્યો અત્યારે ઝાઝા નહિ વંચાતા હોવાના બીજા પણ કેટલાએક સબળ કારણો છે. ગીતા પરના લગભગ દરેક ભાષ્ય, અમુક પંથ અગર સંપ્રદાયના આચાર્યોએ લખેલા છે. આ ભાષ્યોમાં, પોતાનો પંથ તથા તે પંથે-સંપ્રદાયે માન્ય કરેલા સિદ્ધાંતો પર વિશેષ ભાર મુકવામાં આવ્યો છે. અમુક સિદ્ધાંતોજ ગીતાના પ્રતિપાદ્ય વિષય છે તેવી દુરાગ્રહી તથા ભૂલ ભરેલી માન્યતા આવા ભાષ્યથી પ્રચલિત થવા પામી છે. સ્વમત અગર પોતાનો પંથ મજબુત કરવાના સાધન તરીકે કેટલાએક આચાર્યોએ ગીતા જેવા સર્વ માન્ય ગ્રંથનો દુરૂપયોગ કર્યા જેવું કર્યું છે. આ પદ્ધતિથી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જે સાદું તથા સરળ પુસ્તક હતું તે ક્લિષ્ટ તથા અટપટું પુસ્તક બન્યું. ભગવદ્‌ગીતાપર એક આચાર્યે નહિ પરંતુ દરેક આચાર્યોએ ઉપરની

પદ્ધતિએ ભાષ્ય કરેલા હોવાથી ગીતા પર ઘણા મત ભેદ પડયા. આ પ્રમાણે કુરૂક્ષેત્રની યુદ્ધભૂમિ પર કહેવામાં આવેલી ભગવદ્‌ગીતા પણ કુરૂક્ષેત્ર રૂપ થઈ; અને તે ગીતા રૂપ કુરૂક્ષેત્રમાં દરેક આચાર્યોએ વાગ્‌યુદ્ધ, વિચારયુદ્ધ તથા મતભેદનું મહાનયુદ્ધ મચાવી મુકયું. આ વાગ્‌યુદ્ધથી ઉડેલી ધુળમાંજ—મતભેદમાંજ ભગવદ્ ગીતાનું ખરૂં જ્ઞાન ઢંકાઇ ગયું. લડવૈયાઓ—આચાર્યો કદાચ તેનું ખરૂં સ્વરૂપ જોતા હશે કે જાણતા હશે; પરંતુ સામાન્ય વર્ગ ધુળના ગોટા સિવાય—વિચારના વમળ સિવાય—મતભેદ સિવાય—શબ્દજાળ સિવાય, ગીતામાં બીજું કશું જોઇ શકતા નથી. આ વસ્તુ સ્થિતિનું એ પરીણામ આવ્યું કે સામાન્ય મનુષ્યમાં એક ખોટી અને ભૂલ ભરેલી માન્યતા ઘર ઘાલી બેઠી કે શ્રીમદ્‌ભગવદ્ ગીતામાં સામાન્ય મનુષ્યની બુદ્ધિનો પ્રવેશ થઇ શકે નહિ અને ગીતા એ તો ફક્ત વિદ્વાનોજ, સાધુઓજ, સંન્યાસીઓજ સમજી શકે—આચરણ કરી શકે—ઉપયોગમાં લાવી શકે તેવો એક મહાન અટપટો અને ગૂઢ ગ્રંથ છે.

ગીતા પરના ભાષ્યો હાલ ઓછા આકર્ષક થવાનું બીજું પણ એક કારણ છે. જે આચાર્યોએ ભાષ્ય લખ્યા તે વખતની સમાજને તે વખતે જે અગત્યના

પ્રશ્ન લાગ્યા, તેનો તે ભાષ્યમાં ઉકેલ કરવામાં આવ્યો. સમય બદલાતા, જમાનો બદલાયો. જમાનો બદલાતા તે જમાનાના પ્રશ્નો બદલાયા. આ પ્રમાણે જેમ કૌરવ પાંડવના યુદ્ધને પણ હાલ ઐતિહાસિક બુદ્ધિથીજ જોવાય છે; તેમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના સનાતન તત્વ જ્ઞાનને પણ ઐતિહાસિક બુદ્ધિથી જોવાયું. આ માન્યતાનો પ્રચાર થવાથી શ્રીમદ્‌ભગવદ્‌ ગીતા એ રોજના જીવન વ્યવહારને માટે પણ બહુ અગત્યનું તથા માર્ગદર્શક પુસ્તક છે તે ખરી અને જરૂરી માન્યતા બાજુ પર રહી ગઈ.

ગીતા તથા ભાષ્યનો મુખ્ય ઉદ્દેશ એજ હોઈ શકે કે ગીતાનું જ્ઞાન સામાન્ય મનુષ્ય પણ આચારમાં ઉતારી શકે તેવું સાદું, સરળ, સુસ્પષ્ટ, સુવાચ્ય, રૂચિકર, મોહક અને આકર્ષક બનાવવું. આ મુખ્ય ઉદ્દેશ આપણા આચાર્યોના ભાષ્યોથી બહુ પાર પાડી શકયો હોય તેવું જણાયું નથી.

સામાન્ય મનુષ્યને સનાતન ધર્મનું જ્ઞાન સહેલાઇથી મળી શકે, તે મુખ્ય ઉદ્દેશથી, ભગવાન વેદવ્યાસે ઉપનિષદ્‌ રૂપ ગાયોમાંથી ગીતામૃત દોહી કાઢયું હતું. આ મુખ્ય ઉદ્દેશ પાર પડે તે હેતુથીજ આ લઘુ પુસ્તક લખાયું છે. ભગવદ્‌ગીતા એ કેવળ વિદ્વાનોને માટેનુંજ

પુસ્તક છે તેવી ખોટી અને ભૂલ ભરેલી માન્યતા દુર કરી; ગીતાએ સામાન્ય મનુષ્યોને, ધાર્મિક અને અધ્યાત્મિક બાબતો ઉપરાંત આ દુનિયાની વ્યવહારિક બાબતમાં પણ એટલે કે વિદ્યા ભણવામાં, વેપાર કરવામાં, રાજ્યદ્વારી બાબતોમાં પણ–અતિ ઉપયોગી અને માર્ગ દર્શક પુસ્તક છે, તેવી સાચી, વાસ્તવિક અને અતિ ઉપયોગી માન્યતાનો પ્રચાર કરવાના આશયથી આ લઘુ ગ્રંથ લખાયો છે. હાલના જમાનામાં અપાતી કેળવણી, તેને અંગે આપણા દેશના યુવક વર્ગમાં પેદા થતું એક જાતનું વાતાવરણ, ચાલુ જમાનાના અગત્યના પ્રશ્નો તથા બીજી આધુનિક પરિસ્થિતિને ધ્યાનમાં લઈ, હાલના અગત્યના પ્રશ્નનો કોયડો ઉકેલવામાં ગીતા કેટલી અગત્યની મદદ કરે છે, તે પણ પ્રસંગોપાત આ લઘુ લેખમાં જણાવવામાં આવશે.

ગીતા એટલે સંસાર ત્યાગ નહિ; પરંતુ ગીતા એટલે સંસારી તરીકે રહી, સંસારી જીવનનું–ગૃહસ્થાશ્રમનું રહસ્ય સમજી તે પ્રમાણેનો વ્યવહાર રાખી જાતે સુખી થઈ બીજાને સુખી કરવા માટેનું જરૂરી જ્ઞાન. ગીતા એટલે જાત, વર્ણ, દેશનો ઉચ્છેદ કરી, જગતથી કંટાળી જંગલમાં રખડવું તે નહિ; પરંતુ સર્વાત્મ ભાવનાના સામ્રાજ્યમાં પહોંચતાં

વચ્ચે આવતા વિસામાને (stages) સમજવા–તેનું રહસ્ય સમજવું તેજ છે.

ગીતાનું જ્ઞાન એટલે વીસમી સદીના જીવન કલહથી ( Struggle for eistence ) માણસ કંટાળી જઈ, રામ રામ કહી રખડતો ફરે તેમ નહિ; પરંતુ ગીતાના જ્ઞાનથી આધુનીક જીવન કલહની સામે પણ માણસ ટકી શકવા શક્તિમાન થાય તે વિદ્યા. ગીતા એટલે અર્જુન વિષાદયોગ નામના પહેલા અધ્યાયમાં વર્ણન કરેલ વિષાદગ્રસ્ત અને શોકાતુર અર્જુનની સ્થિતિ નહિ–પ્રવૃતિને માટે તિરસ્કાર બુદ્ધિ નહિ–યુદ્ધ પ્રત્યે વિરામ બુદ્ધિ નહિ; પરંતુ ગીતા એટલે અઢારમા અધ્યાયની આખરે, અર્જુને વર્ણવેલ સ્થિતિ.

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ १८–७३ ॥**

ગમે તેવી સ્થિતિમાં હોય, યુદ્ધ જેવા વિકટ પ્રસંગ પ્રાપ્ત થયા હોય, મરૂં કે મારૂં, જીવવું કે મરવું, એવી આપત્તિના પ્રસંગો આવી પડયા હોય તો પણ ગીતાનો અભ્યાસી કંટાળે નહિ, બબડે નહિ, દૈવને દોષ દે નહિ, સ્વધર્મ ચુકે નહિ. ગીતાનો અભ્યાસી અર્જુનની માફક સુખ દુઃખમાં સમભાવ રાખી, રાગ દ્વેષનો ત્યાગ કરી, કેવળ સ્વધર્મ બુદ્ધિથી, આ વિશ્વના વેદી પર પ્રજવલિત થઇ રહેલા મહાન વિશ્વ યજ્ઞમાં–મહા-

રૂદ્રમાં પોતાનો સ્વધર્મ બજાવે-સ્વધર્મ રૂપ ધર્મ પાલન કરી પોતાની જાતની આહુતી આપે. આમ કરવાથી તેને દુઃખ થાય નહિ; પરંતુ અર્જુનની માફક કહે કે **करिष्ये वचनंतव**, ભગવાન ! આપની આજ્ઞા પાળીશ. મારી ઈચ્છાને-મારા દ્વેષને-મારા મોહને બાજુ પર રાખી, ઈશ્વરી યોજનાને-દૈવી ઈચ્છાને જે યોગ્ય લાગતું હોય તેજ કરીશ. આ પ્રમાણે વર્તવામાં તેના પર બાહ્ય વ્યક્તિનો જોરજુલમ હોઈ શકે નહિ. ગીતાના જ્ઞાનથી તેની માનસિક સ્થિતિજ એવી થઇ ગઇ હોય કે આપો આપ તે બોલી ઉઠે-તેના અંતરમાં અંતરનાદ થયા કરે કેમેં ગીતા વાંચી છે, તેનું શિક્ષણ હું સમજ્યો છું, સ્વધર્મ પાલનનું મહત્વ ગણું છું અને તેથીજ **स्थितोास्मि गतसंदेहः** હું સુસ્થિર રહી શકું છું; કારણ કે મારા સંદેહ નાશ પામ્યા છે. આવી અડગ શ્રદ્ધા, સંકલ્પ તથા સ્વાત્મ બળવાળા પુરૂષ જે દેશમાં પાકે, તેની ઉન્નતિ દૈવ પણ રોકી શકે નહિ. ગીતા એટલે આવા નરવીર પેદા કરવાની વિદ્યાનું નાનકડું પુસ્તક. ગીતાનું જ્ઞાન એટલે આવા મહાનુભાવ અને મહાવીરો ઉત્પન્ન કરવાની-નરને નારાયણ કરવાની-દુનિયાને દેવલોક બનાવવાની એક સાદી અને સરળ જ્ઞાન પદ્ધતિ.

ગીતામાં જણાવેલ જ્ઞાન, ઉપર જણાવ્યા પ્રમાણે રચનાત્મક ( Constructive work ) કાર્ય કરી શકે તેમ છે; પરંતુ તેને માટે તેને અમુક રીતેજ વાંચવી જોઇએ. કઈ પદ્ધતિથી ગીતા વાંચવાથી-ગીતાનો અભ્યાસ કરવાથી એક અભ્યાસીમાં ઉપર જણાવેલ ફેરફાર થઇ શકે-નરને નારાયણ બનાવી શકે તે બાબતનો આ લઘુ ગ્રંથમાં યથામતિ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ગીતાની શૈલી તથા પદ્ધતિ સંવાદાત્મક (Dialogue) છે. આ કારણને લઇને એક સામાન્ય નિંબધમાં જે સુવ્યવસ્થા તથા વિષયની પદ્ધતિ સર ચર્ચા થાય છે તેવી સ્પષ્ટતાથી ગીતામાં કોઇ એક વિષયનું, પદ્ધતિ-સર તથા નિયમિત રીતે વિવેચન કરવામાં આવ્યું નથી. હાલના જમાનામાં એક સામાન્ય વિજ્ઞાનના પુસ્તકમાં જે પદ્ધતિથી અમુક વિષયને ક્રમવાર વિકસાવી-સ્પષ્ટ કરવામાં આવે છે-સમજાવવામાં આવે છે તેવી પદ્ધતિથી ગીતા રચવામાં આવી નથી. આ પદ્ધતિના અભાવે એક સામાન્ય મનુષ્યને એક નવલકથામાંથી જેટલું સહેલાઈથી જાણવાનું મળે છે તેટલું જાણવાનું પણ કેટલાકને ગીતામાંથી મળતું નથી. આ કારણને લઈને સામાન્ય મનુષ્ય ગીતાના જ્ઞાનનો ઉપયોગ જોઈ

શકતા–સમજી શકતા નથી. ગીતા પ્રત્યે લોકોનો પૂજ્ય ભાવ છે; પરંતુ તેના ઉપયોગનું લોકોને જ્ઞાન નથી. ઉપયોગ અને ઉપકાર વગર પૂજ્ય ભાવ ઝાઝો વખત ટકી શકે નહિ; અને ગીતાના શિક્ષણ સંબંધે પણ તેમજ બનવા પામ્યું છે.

ગીતાનું જ્ઞાન ઉપયોગી છે; જગત પર મહાન ઉપકાર કરવાની આ જ્ઞાનમાં શક્તિ છે; તે જણાવવા આ લઘુ પુસ્તકની પ્રવૃતિ છે. ગીતાના શિક્ષણમાં ત્રણ મુખ્ય મુદ્દા છે–ગીતાના શિક્ષણની ત્રણ મુખ્ય પદ્ધત્તિ છે. જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ એ ગીતાના શિક્ષણના ત્રણ મુખ્ય વિભાગ છે. આ ત્રણ વિભાગ પૈકી, જ્ઞાનયોગના વિભાગની ચર્ચા કરવા–જ્ઞાન યોગની વ્યવહારૂ અગત્ય તથા ઉપયોગ જણાવવા તરફજ આ પુસ્તકની દ્રષ્ટિ છે. આ હેતુ પાર પાડવા લેખકે નીચેની પદ્ધતિસર આ પુસ્તક લખ્યું છે.

શ્રીમદ્ભગવદ્ગીતામાં જ્ઞાનયોગના ઘણા ઉત્તમ શ્લોકો છે. આ બધા શ્લોકો ઘણાજ છુટા છવાયા છે. થોડાક શ્લોકો બીજા અધ્યાયમાં તો બીજા શ્લોકો પ્રતમા અધ્યાયમાં, કોઈ સત્તરમા અધ્યાયમાં તો કોઈ ાવમા અધ્યાયમાં એમ છુટા છુટા શ્લોક છે. જેમ જેમ અર્જુનને શંકા ઉપસ્થિત થતી ગઈ તેમ તેમ તેનું

નિરાકરણ થતું ચાલ્યું. આ કારણને લઈને સામાન્ય મનુષ્યને ફક્ત ગીતા વાંચવાથી અગર તેનો પાઠ કરવાથી જ્ઞાનયોગના સિદ્ધાંત કયા અને જ્ઞાન એટલે શું તે પણ નક્કી કરવું તે બહુજ મુશ્કેલ પડે તેવું છે. આ ઉપરાંત એક શ્લોક તથા બીજા જ્ઞાનયોગના શ્લોક વચ્ચે કેટલીક વાર એટલા બધા વિષયો આવે છે, કે જુદા જુદા શ્લોક વચ્ચે કોઈ પણ પ્રકારનો સંબંધ હોઈ શકે કે નહિ, તેની પણ સામાન્ય મનુષ્યને સમજણ પડતી નથી; તો પછી પદ્ધતિસર સમજવાની અને સમજ્યા પછી પણ આચારમાં ઉતારવાની તો વાતજ શી ? સામાન્ય મનુષ્ય તો ગીતાના ધ્યાનના ૧૦ થી ૧૭ મા શ્લોકમાં કહ્યા પ્રમાણે આખી ગીતાનો પાઠ કરનારને જ્ઞાનની સિદ્ધિ પ્રાપ્ત થઈ પરમ પદને પામે છે તથા એક અધ્યાય અગર એક શ્લોક અગર અડધા શ્લોકનો પણ પાઠ કરનાર દશ હજાર વર્ષ સુધી ચંદ્ર લોકમાં રહી આનંદ કરે છે એવું વાંચે છે. કેટલાએકને એમ પણ લાગે છે અડધા શ્લોકનો પાઠ કરવાથી દશ હજાર વર્ષ ચંદ્ર લોકના સુખ ભોગવે તે તો બ્રાહ્મણોની કેવળ કલ્પના છે.

ગીતના મહાત્મ્યમાં વર્ણવેલ આ અદ્ભૂત શક્તિ ગીતામાં છે; પણ તે શક્તિ મેળવવા જરા વિચાર

કરવાની જરૂર છે. જગતમાં કરોડો મણ અનાજ પાકે છે અને કોઈ કહે કે મનુષ્ય જો ફક્ત એક શેર અનાજ રોજ ખાય તો તે જીવી શકે છે. આ વાત–આ સિદ્ધાંત ખોટો નથી. તેમ શબ્દશઃ અર્થ કરે તો તે ખરો પણ નથી. અનાજ બરોબર પકાવી, ચાવી, પચાવવામાં આવે છે. આવું અનાજ મનુષ્યનું જીવન ટકાવી શકે છે; પરંતુ એ પણ ખરૂં છે કે પકાવ્યાની, ચાવવાની કે પચાવ્યાની દરકાર રાખ્યા સિવાય અનાજ ખવાય તો તે જીવન ટકાવવાને બદલે–તંદુરસ્તી બક્ષવાને બદલે, મોતનુંજ કારણ નીપજે છે. ગીતાના જ્ઞાનનું પણ તેમજ છે. ગીતાનો પાઠ એ ગીતાનું જ્ઞાન સંપાદન કરવાના પ્રથમ પગથીયા રૂપે ઘણોજ અગત્યનો છે; છતાં સમજ્યા વગરના કેવળ પોપટીયા પાઠથીજ ચંદ્રલોક મળતો હોય તો ગ્રામોફોનની "રેકોર્ડ" પણ ચંદ્રલોક પામે. ગીતાનો પાઠ કર્યા ઉપરાંત, તેનો ઉપદેશ સમજવો, સમજીને આચારમાં ઉતારવો, તેજ ખરૂં રહસ્ય છે. આ પ્રમાણે કરવાથી એક અગર અડધા શ્લોકના જ્ઞાનના પણ આચરણથી માણસ ચંદ્રલોક પામે તેમાં નવાઇ નથી.

સામાન્ય મનુષ્ય પણ આ જ્ઞાન–જ્ઞાનયોગ સમજી શકે–તેનું શિક્ષણ પચાવી શકે–તેને વ્યવહારમાં ઉતારી

શકે તેવા હેતુથી, ગીતાના જ્ઞાનયોગને લગતા તમામ શ્લોકો પહેલાં ગીતામાંથી જુદા તારવી કાઢવામાં આવ્યા હતા. ત્યારબાદ તેમને પદ્ધતિસર-નિબંધની પદ્ધતિસર ગોઠવી જ્ઞાનયોગનો વિષય શરૂઆતથી ધીમે ધીમે આ પુસ્તકમાં વિકસાવવામાં આવ્યો છે. આ પ્રમાણે ગીતા રૂપ મહાસાગરમાંથી જ્ઞાનયોગના સિદ્ધાંત રૂપ મોતીને એકઠા કરી, તેમને ચડતા ઉતરતા ગોઠવી-માળા બનાવવાનો પ્રયત્ન આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

આ લેખકના વિચારો, વાંચક કેવળ વિશ્વાસ પર સ્વિકારી લે તેવી સ્થિતિ ઇચ્છવા લાયક નથી. આમ બનવા ન પામે પરંતુ દરેક વાંચક પોતે લેખક તથા વિચારકની સ્થિતિમાં આવે તેટલા માટે જે શ્લોક પરથી અમુક સિદ્ધાંત અગર અનુમાનો તારવી કાઢયા છે, તે શ્લોકો પણ આ પુસ્તકમાં અધ્યાય તથા શ્લોકના અંક સાથે આપેલા છે. આ ઉપરથી કદાચ આ લેખકની પણ કંઇ ભૂલ થતી હોય તો દરેક વાંચક સહેલાઇથી સુધારી શકશે; અને વાંચકના વિચાર બળને તથ બુદ્ધિ બળને પણ સંપૂર્ણ અવકાશ રહેશે. આ પુસ્તક લખવામાં કોઇ પણ ભાષ્ય અગર ટીકા પર આધાર નહિ રાખતાં, શ્રીમદ્ભગવદ્ગીતાના મુળ શ્લોકનેજ વળગી રહેવામાં આવેલ હોવાથી વાંચકવર્ગને

સંપ્રદાયની સંકુચિત દ્રષ્ટિથી વિક્ષેપ થવા સંભવ નથી; એટલુંજ નહિ પણ ભગવાન વેદવ્યાસનો મુખ્ય ઉદ્દેશ તથા તાત્પર્ય શું હતો તે દરેક અભ્યાસી પોતેજ તારવી કાઢી શકશે.

દરેક ધર્મના પુસ્તકને વ્યવહારૂ બનાવવા માટે સામાન્ય લોકો પણ પુસ્તક સહેલાઈથી તથા સત્વર સમજી શકે તેવી ભાષામાં તે પુસ્તકો લખાવા જોઈએ. શાસ્ત્રીય ભાષાની અગત્ય છે અને રહેશે; પરંતુ અત્યારે સમાજનો મોટો ભાગ આ ભાષા સહેલાઈથી સમજી શકે તેમ નથી. આવા વર્ગના પર નાસ્તિકતાનો અપવાદ ચડાવી, આવી ભાષા તેઓ લખતા વાંચતા ન શીખે ત્યાં સુધી તેમને ધર્મના જ્ઞાનથી વંચિત રાખવા તે તેમના પ્રત્યે એક પ્રકારનું ઘાતકીપણું છે. જો સામાન્ય લોકો શાસ્ત્રીય ભાષા ન શીખે તો પછી શાસ્ત્રીઓએ-વિદ્વાન વર્ગે, પદ લાલિત્યની લાલસા છોડી લોકોને સામાન્ય ભાષામાં ધર્મનું જ્ઞાન આપતા શીખવું જોઇએ. આ હેતુથી આ લેખની ભાષા તદન સામાન્ય તથા સરળ કરવામાં આવી છે. એક સંસ્કૃત શબ્દનો અર્થ સમજાવવા એક અગર તેથી પણ વધારે ગુજરાતી તથા કેટલીક જગ્યાએ અંગ્રેજી પર્યાય શબ્દો આપેલા છે. અંગ્રેજી શબ્દ વાપરવાથી સનાતન ધર્મ અગર

તેનું જ્ઞાન છોવાઈ જશે નહિ; પરંતુ તેમ કરવાથી હાલનો વાંચક વર્ગ, અત્યારે અંગ્રેજી જાણતો હોવાથી, પુસ્તકનું રહસ્ય સમજવા તેમને વધારે સગવડ પડશે. અંગ્રેજી સમાનાર્થક શબ્દો સ્વામી સ્વરૂપાનંદ, બાબુ ભગવાનદાસ તથા ડોકટર એની બીઝેંટની ગીતામાંથી લેવામાં આવ્યા છે, તેથી તેમનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

દરેક જ્ઞાનની અગત્ય તેના ઉપયોગ પર આધાર રાખે છે. આ કારણથી આ લઘુ પુસ્તકમાં જ્ઞાનયોગની વ્યવહારીક બાજુ (Practical Side) તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે. આ સંસારમાં સુખી થઇ, પરલોકમાં મોક્ષ મેળવવાના અમૂલ્ય સાધન તરીકે જ્ઞાન–યોગ બહુ ઉપયોગી છે. ભગવાને પોતેજ કહ્યું છે કે જ્ઞાન જેવું પવિત્ર કરનાર બીજું કોઇ સાધન નથી. જ્ઞાનયોગમાં જણાવેલી ગીતાની સાધન પ્રણાલિકા જેટલી સનાતન છે તેટલીજ સરળ અને સચોટ છે.

આત્મ નિરીક્ષણ (Self introspection) સિવાય આત્મવિકાસ (Self development) સંભવતો નથી. આત્મનિરીક્ષણની દ્રષ્ટિ ખીલવવી તે અગત્યનું છે. શાનું નિરીક્ષણ કરવું, કેવી કેવી રીતે કરવું, કાંય

ભુલ છે અને તે કેમ સુધરે આ પ્રશ્નોનો વિચાર કરવાનું સામાન્ય વાંચકને કદાચ સૂઝે નહિ; પરંતુ અભ્યાસીને-મુમુક્ષુને-સાધકને આ બધા અગત્યના પ્રશ્નો છે. તેનો આત્મ વિકાસ, આ પ્રશ્નોના નિર્ણય પર આધાર રાખે છે. આ સ્થિતિએ પહોંચેલ-ઉપરના પ્રશ્નોથી ગુંચવાયેલા અભ્યાસીને આ પુસ્તકમાંથી અગત્યની તથા માર્ગ-દર્શક સૂચના મળશે તેવી આશા રાખવામાં આવે છે.

ચારિત્ર્યનું બંધારણ (Budiling of charactor) એ દરેક કેળવણીનું અંતિમ ધ્યેય છે. માનસ્ શાસ્ત્રની (Psychology) તથા બીજી કેટલીએક વિજ્ઞાનની શોધને લઇને પશ્ચિમના દેશના કેટલાએક મહાન કેળવણી આપનારાઓએ, ચારિત્ર્ય બંધારણ માટે કેટલાએક પુસ્તકો પ્રગટ કર્યા છે. આ લેખકે આવાં તમામ પુસ્તકો તો વાંચ્યા નથી; છતાં આ દિશામાં થતા ઘણાખરા પ્રયાસની રૂપરેખાથી આ લેખક તદન અજ્ઞાન નથી.

ચારિત્ર્યના બંધારણના સંબંધમાં, પશ્ચિમના દેશોમાંઅપાયેલ સૂચના સાથે સરખાવતા આ લેખકને જણાયું છે કે યુરોપ, અમેરીકા વિગેરે દેશોના લેખકોની આ દિશામાં થતી સૂચનાઓ એકદેશીય છે; જ્યારે

ગીતામાં અપાયેલ સૂચના સર્વદેશીય છે. પશ્ચિમમાં આ દિશામાં થતું કાર્ય તથા અપાતું જ્ઞાન હજી અખતરા રૂપે (Experimental stage) છે; જ્યારે ગીતાની ચારિત્ર્ય વિકાસની પદ્ધતિ સિદ્ધાંત રૂપે છે. શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક એ ત્રણે દિશામાં સરખો અને સહેલો વિકાસ કરવો હોય તો ગીતામાં જણાવેલ પદ્ધતિથી થઈ શકે તેમ છે. પશ્ચિમની પદ્ધતિ ઘણીજ ખર્ચાળ છે; જ્યારે ગીતાની પદ્ધતિ ઘણીજ સોંઘી છે.

બીજી સર્વ દ્રષ્ટિઓ બાજુ પર રાખી, કેવળ ચારિત્ર્યના વિકાસની પદ્ધતિથી આ લેખકે આખી ગીતાનું અવલોકન કર્યું છે. આ અવલોકનના અભ્યાસ રૂપે આ પદ્ધતિ નક્કી કરી છે અને તેને લગતા ગીતાના શ્લોકો ક્રમવાર ગોઠવી નાખવામાં આવ્યા છે. ચારિત્ર્યના બંધારણ સંબંધમાં આ પુસ્તકમાં સ્થળે સ્થળે સૂચના આપવામાં આવી છે. શારીરિક વિકાસ કરવા ઇચ્છનાર (Physical culturists), કેળવણીકાર (Educationalists), રાજદ્વારી બાબતમાં રસ લેનાર (Politicians) તથા સમાજ સુધારકને (Social Reformers) આ ભાગ ઉપયોગી અને માર્ગદર્શક જણાશે તેવી આશા રાખવામાં આવે છે.

હાલના સમયમાં વિજ્ઞાનની શોધ ખોળથી ચારિત્ર્ય વિકાસની જુદી જુદી શાખા પર ઘણો પ્રકાશ પડયો છે; છતાં પણ કેટલીક બાબતમાં ગીતામાં આપેલ સૂચના હાલના વિજ્ઞાનની દ્રષ્ટિથી જોતાં પણ આવકાર-દાયક થઈ પડે તેવી છે.

વિદેશી અને વિરોધી રાજ્યના સંખ્યાબંધ આક્રમણ થયા છતાં; રાજ્ય સત્તા ખોયાને કેટલાએક સૈકા થયા છતાં, જગતની કોઈ પણ પ્રજામાં પોતાનો ધર્મ, આટલા લાંબા સમય સુધી જળવાઇ રહ્યો હોય તો તે ફકત હિંદુસ્તાનમાંજ બન્યું છે. હિંદુ લોકો પોતાનો ધર્મ આવા સંયોગોમાં પણ આટલી મુદત જાળવી રાખી શકયા છે; તેનું ખરૂં કારણ હિંદુ ધર્મ શાસ્ત્રકારોની દીર્ઘદ્રષ્ટિ, તેમની બુદ્ધિની વિશાળતા તથા તેમની ધાર્મિક ઉદારતા વિગેરેને આભારી છે. જગતના કોઇપણ ધર્મના પુસ્તકો સાથે શ્રીમદ્‌ભગવદ્‌-ગીતાને સરખાવતાં જણાય છે કે તેમાં વિચારની સ્વતંત્રતા તથા ધાર્મિક ઉદારતા છે. તેનું જ્ઞાન તદન અનુપમ છે. આ નાનકડા સરખા પુસ્તકેજ, હિંદની મહાન પ્રજાના ધાર્મિક જીવનને ટકાવી રાખ્યું છે.

જગતના સામાન્ય પુસ્તકો પણ તે તે ધર્મના અનુ-.યીઓ જગત સમક્ષ મૂકી, તે તે પુસ્તકનો પ્રચાર કરવા

કરોડો રૂપીઆનો ખર્ચ કરી તનતોડ મહેનત કરે છે. "બાઇબલ બુક એન્ડ ટ્રેકટ સોસાઇટી," તેની હજારો શાખા, તેનો કરોડો રૂપીયા ખર્ચ, તે મંડળ તરફથી પ્રસિદ્ધ થતી ચિત્તાકર્ષક બાઇબલની આવૃતિઓ, તેનો મફત પ્રચાર, બાઇબલને શિક્ષણ શાળાઓમાં દાખલ કરાવવાની તનતોડ મહેનત, એ ઉપરના સત્યનું એક ઉદાહરણ છે. આ પ્રમાણમાં મુકાબલે આપણા આ ધર્મનિષ્ઠ દેશમાં, આપણા વિદ્વાન વર્ગ તથા ધનિક વર્ગે. ગીતાના જ્ઞાનનો પ્રચાર કરવામાં જે બેદરકારી રાખી છે અને રાખે જાય છે તે શોચનીય છે.

રાષ્ટ્ર ધર્મની ઉન્નતિ વગર કોઇ પણ રાષ્ટ્રની ઉન્નતિ થઇ જાણી નથી. સુભાગ્યે આ સત્ય તરફ અત્યારે હિંદી પ્રજાનું કંઇક ધ્યાન ખેંચાયું છે. લોકોની વૃતિ હવે ધાર્મિક જ્ઞાન તરફ વળતી જાય છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના વાંચકો, વિચારકો વધતા જાય છે, તે આવકારદાયક છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પર-ા ઘણા ભાષ્યો છે; છતાં સામાન્ય વર્ગને સહેલાઇથી સમજી શકાય તેવી સાદી ભાષામાં લખાયેલ ભગવદ્‌ગીતાના પુસ્તકોની ખોટ છે. આ ખોટ પુરી પાડવા તથા સામાન્ય વાંચકો તથા વિચારકોને ગીતા જેવા ઉપયોગી પુસ્તકનું જ્ઞાન સહેલાઇથી તથા સરળતાથી મળે તે હેતુથી જ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

મારા અનિયમિત અને અપરિકવ અભ્યાસના પરિણામ રૂપ, આ લઘુ ગ્રંથ–આ પ્રથમ પુષ્પ–આ કુસુમ કળી, મનુષ્ય પ્રાણી રૂપે વિચરતા, પરમાત્માના પૂજ્ય પાદમાં–ભગવદ્ ચરણાવિંદમાં અર્પણ કરતાં, મને એકજ ઇચ્છા ઉદ્‌ભવે છે, અને તે એ છે કે, જે પુણ્ય શ્લોકી ભગવદ્‌ગીતાએ આર્યાવર્તની મહાપ્રજાને અધર્મમાંથી ઉગારી, હજી સુધી પણ ધર્મમાં ધારણ કરી રાખી છે; જે ભગવદ્‌ગીતાએ પોતાનું દુગ્ધામૃત ગીતામૃત–ધર્મામૃત–જ્ઞાનામૃત પાઇ, આ પ્રજાને ઉછેરી છે; જે ભગવદ્દી ભગવદ્‌ગીતાના જ્ઞાનયોગે, ભારત વર્ષમાં જ્ઞાન દીપ પ્રગટાવી, તેના પૂજકનો અજ્ઞાનમય અંધકાર દૂર કર્યો છે; તેજ શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમુખે કહેલી ભગવદ્‌ગીતાનો જ્ઞાનયોગ, આ પુસ્તકના વાંચક, વિચારક તથા અભ્યાસીને અસત્યમાંથી ઉગારી સત્યના તેજોમય પ્રદેશની ઝાંખી કરાવે, અધર્મ રૂપ મૃત્યુના પંજામાંથી બચાવી, ગીતામૃત–જ્ઞાનામૃતનું પાન કરાવી અમૃત બનાવે–સુખની પ્રાપ્તિ કરાવે–પરાંગતિ–બ્રાહ્મી સ્થિતિ–મોક્ષ–નિર્વાણની પ્રાપ્તિ કરવામાં મદદ રૂપ થાય. આ શુભેચ્છા સહ આ લઘુ ગ્રંથ પરમાત્માના ચરણાર્વિંદમાં અર્પણ કરૂં છું.

**ભાવનગર હાલ ખંભાત.**

શ્રીકૃષ્ણ જયંતિ ૧૯૮૪.
તા. ૭–૯–૨૮. } **ચુનીલાલ શામજી ત્રિવેદી.**

---

# ગીતાભ્યાસ-જ્ઞાનયોગ.

---



---

# ગીતાભ્યાસ—જ્ઞાનયોગ.

## વિષયાનુક્રમણિકા.

,, ગીતામાં પ્રતિપાદન કરેલ વિષયો–ગૌણ તથા પ્રધાન. અમુક પંથના આચાર્યોએ કરેલ ભાષ્યમાં આવી જતા દોષો.

૬ ઉપરનો સવાલનો વ્યાસે પોતેજ ઉત્તર આપેલો છે. જ્ઞાનયોગ તથા કર્મયોગ બે ગીતાના મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે.

જ્ઞાન કથા કર્મની નિષ્ટા જુદી જુદી હોવા છતાં બન્નેનું ધ્યેય એક છે.

૭ તે સાબીત કરવા રેલ્વે જંકશનનું ઉદાહરણ તથા ગીતાનો આધાર–અધ્યાય. ૫. શ્લોક ૪

,, સાંખ્ય–જ્ઞાનયોગ તથા કર્મ–કર્મયોગને જુદા છે તેવું માનનાર બાળક જેવા અજ્ઞાની છે.

સાંખ્યથી જે પદની પ્રાપ્તિ થાય છે તે કર્મયોગથી પણ થાય છે. ૫–૫

---

## પૃષ્ટાંક. પ્રકરણ ૨. જ્ઞાન અને અજ્ઞાન. પા. ૮–૩૪

૮ જ્ઞાન મહાત્મ્ય. જ્ઞાનથી પરમાનંદની પ્રાપ્તિ. પરમાનંદની પ્રાપ્તિ કયારે થાય? બહુ જન્મને અંતે. ૭–૧૯

૯ કર્મ તથા ભક્તિ માર્ગ કરતાં જ્ઞાનમાર્ગમાં બુદ્ધિ બળની જરૂર છે.

,, જ્ઞાનમાર્ગમાં અભ્યાસી ઓછો હોય છે. ૭–૩

જ્ઞાનીને અધીક ક્લેશ. અભ્યાસીની સંખ્યા ઓછી હોવાનું કારણ છે. ૧૨–૫.

૧૦ જ્ઞાનમાર્ગની મહત્તા–જ્ઞાન જેવું પવિત્ર કરનાર આ દુનિયામાં બીજું કંઈ નથી. ૪–૩૮

,, અધમમાં અધમ પાપી પણ જ્ઞાનરૂપ નૌકાથી તરી જાય જાય છે. ૪–૩૬

૧૧ સળગતો અગ્નિ જેમ લાકડાનો નાશ કરે છે, તેમ જ્ઞાન રૂપ અગ્નિ સાધકના પાપને બાળી નાંખે છે. ૪–૩૭

,, ફક્ત અનુકંપાથી ભગવાન અભ્યાસીના હ્રદયમાં જ્ઞાન દીપ પ્રગટ કરી તેનો અજ્ઞાન રૂપ અંધકાર દૂર કરે છે. ૧૦–૧૧

૧૨ સંશયનું વિઘ્ન. સંશયવાળા માણસનો ઉત્સાહ કમી થતાં તેનો નાશ થાય છે. ૪–૪૦

,, સંશયનું સમાધાન થાય છે ત્યારે ખંત મહેનત તથા ઉત્સાહ વધે છે. તેમ થવાથી કાર્ય સિદ્ધ થાય છે.

૧૩ જ્ઞાનથી સંશયો છેદાય છે. ૪–૪૧–૪૨

,, ચાર જાતના ભકતોમાંથી જ્ઞાની ભકત ભગવાનને પ્રિય છે. ૭–૧૭.

૧૪ જ્ઞાનથી જેમનું અજ્ઞાન નાશ પામ્યું હોય તેવાઓને માટે પરબ્રહ્મનો પ્રકાશ. ૫–૧૬.

,, જ્ઞાનથી જેના દોષ દૂર થયા હોય તેવાને માટે પુનર્જન્મ નથી. ૫–૧૭.

,, જ્ઞાનને આચારમાં ઉતારવાની જરૂર.

૧૫ જ્ઞાનનો સામાન્ય તથા પરિભાષિક અર્થ.

૧૬ જ્ઞાનને આચારમાં ઉતારી શકે તે જ્ઞાની.

---

**પૃષ્ઠાંક. પ્રકરણ ૪. અંતિમ તત્વ–બ્રહ્મ. પા. ૫૩–૭૬**

૫૭ એક તત્વમાંથી જગતની ઉત્પત્તિ. તે સિદ્ધાંત પશ્ચિમના દેશોમાં પ્રચલિત છે. વિજ્ઞાનની દ્રષ્ટિથી પણ આ સિદ્ધાંત ખરો ઠર્યો છે.

,, પૃથક્કરણ અને તેનું પરીણામ. હીરા તથા કોલસાના ઉદાહરણો.

૫૮ સર જગદીશચંદ્ર બોઝની શોધખોળથી સનાતન ધર્મના સિદ્ધાંતને પુષ્ટિ.

૫૯ અંતિમ તત્વના જુદા જુદા નામો. બ્રહ્મ, આત્મા જીવન. ધર્મ તથા વિજ્ઞાનનું મળતાપણું.

૬૦ એક તત્વમાંથી બધું જગત થયું તે સિદ્ધાંતને વ્યવહારૂ રૂપ આપતાં કેમ અડચણ પડે છે?

,, ભેદ બુદ્ધિ દુર કરી ઐક્ય બુદ્ધિ ઉપજાવવાના દૃષ્ટાંતો.

૬૧ "વૉટર વર્કસ"નું દ્રષ્ટાત.

એક આત્મ તત્વ રૂપ મહાન ટાંકીમાંથી જુદા જુદા શરીરોમાં વહેતા જીવન પ્રવાહો.

૬૨ વિચિત્રતામાં ઐક્ય દર્શન. પાણીનું ઉદાહરણ.

૬૩ ઐક્ય બુદ્ધિ દ્રઢ કરવા વિજળીનું દ્રષ્ટાંત.

૬૪ વિજળીક બળના રૂપાંતરો.

૬૫ આત્મ તત્વની કાર્ય તથા સ્વરૂપથી ઓળખાણ.

૬૬ ગીતાજીમાં આત્મ તત્વના જુદા જુદા નામ આપેલા છે તેની નામવલિ.

૭૦ ગુણ તથા કાર્ય ભેદથી નામભેદ.

,, સત્, અવિનાશી, અક્ષર, દેહિ, અવ્યય.

૭૧ વિભુ, બ્રહ્મ, બીજ વિગેરે નામો પડવાના કારણો.

---

**પ્રકરણ ૫. વિજ્ઞાન—એકમાંથી અનેક. પા. ૭૬—૯૮**

**પૃષ્ટાંક.**

---

**પ્રકરણ ૬. વિજ્ઞાન પ્રકૃતિ-પુરૂષ વિવેક. પા. ૯૮-૧૧૬**

**પૃષ્ટાંક.**

---

પૃષ્ટાંક. પ્રકરણ ૭. ત્રિગુણ વિચાર. પા ૧૧૭–૧૩૦



---

**પૃષ્ઠાંક. પ્રકરણ ૮. ત્યાજ્ય તમોગુણ. પા. ૧૩૦-૧૪૩**

૧૩૦ તમોગુણ સર્વથી ઉતરતા પ્રકારનો છે.

૧૩૧ ગુણ પરીક્ષાની જરૂર, તેની મુશ્કેલી તથા તેમાં રાખવી જોઇતી સાવચેતી.

૧૩૨ આત્મ નિરીક્ષણની જરૂર શા કારણથી છે?
શિષ્યને ગુરૂની જરૂર શા કારણથી છે?

૧૩૩ આત્મનિરીક્ષણ અને ઉત્સાહ સિવાય આત્મોન્નતિ નથી.

„ ગુણનો ભોજન-ખોરાક પર આધાર તથા સંબંધ.

૧૩૪ તામસીક પ્રકૃતિવાળાને કેવું ભોજન પ્રિય હોય છે? ૧૭-૧૦

૧૩૫ તમોગુણની વૃદ્ધિ થતાં કયાં લક્ષણો જણાય છે. ૧૪-૧૩

„ તામસ કર્તાનું વર્ણન ૧૮-૨૮.

૧૩૬ કર્તા પરથી કાર્યનું અનુમાન.

૧૩૭ તામસીક દાન તથા તપનું વર્ણન ૧૭-૨૨,૧૯

૧૩૮ તામસીક યજ્ઞનું વર્ણન. ૧૭-૩૨

૧૩૯ તામસીક બુદ્ધિનું વર્ણન. ૧૮-૩૨.

„ તામસીક પ્રકૃતિના માણસનો મૂઢ યોનિમાં ભાવિ જન્મ. ૧૪-૧૫

૧૪૦ તામસી માણસોની અસુરો યોનીમાં ગતિ. ૧૬-૨૦

૧૪૧ મનુષ્ય જીવનનું માનસશાસ્ત્રની દ્રષ્ટિએ નિરીક્ષણ.

૧૪૨ નર્કના દ્વાર-અધોગતિના ત્રણ રસ્તા. કામ, ક્રોધ, લોભ, ૧૬-૨૧.

૧૪૩ દરેક કાર્ય કરતી વખતે કામ ક્રોધ તથા લોભની વૃતિ છોડી દેવાની જરૂર

---

---

## પ્રકરણ ૧૦. સત્વગુણ એટલે સુખશાંતિનો ઝરો.

---

## પ્રકરણ ૧૧. ત્યાગ ભાવના તેનું સ્વરૂપ અને વિકાસ.

**પૃષ્ઠાંક.**

---

પૃષ્ઠાંક. **પ્રકરણ ૧૨. યજ્ઞ, દાન, તપ.**

---

## પ્રકરણ ૧૩. સત્વગુણની વૃદ્ધિ અને તેની ગતિ.

પૃષ્ઠાંક.

---

પૃષ્ઠાંક. પ્રકરણ ૧૪. ત્રિગુણાતીત.

૨૩૮ ઇશ્વરી સામ્રાજ્યમાં સ્વધર્મ પાલનથી પ્રસરતી શાંતિ તથા સંતોષ

૨૩૯ જ્ઞાનયોગના બુદ્ધિબળ સાથે, ભક્તની હૃદય બળનો સંયોગ થતાં ભગવાન પ્રગટ થાય છે.

,, જ્ઞાની ભક્તની ઉત્તમતા. ૭–૧૭

૨૪૦ જ્ઞાની ભક્ત ભગવાનને પ્રિય હોવાનું કારણ–જગતરૂપ નાટકશાળા.

૨૪૧ નાટકના પ્રેક્ષકની માફક ઉદાસિન વૃતિ કેળવવાની અગત્ય

,, સર્વભૂતમાં સમભાવ. ૧૩–૨૭.

૨૪૨ ભક્તની સ્થિતિ સર્વ ભૂત પ્રાણીમાં ઇશ્વર સરખી રીતે વ્યાપી રહેલ છે. ૧૩–૨૮.

૨૪૩ જ્ઞાન એ શક્તિ છે.

,, આ શક્તિ જ્ઞાની પરમાત્માના દિવ્ય તેજમાં લીન થઇ પરમાત્મ સ્વરૂપ થઇ જાય છે.

---

## આ પુસ્તકમાં આવેલા શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના
# સંસ્કૃત શ્લોકોનું સૂચીપત્ર.



---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૩ | ૧૩ | અટકાવવું, | અટકાવવું. |
| ૩૩ | ૧૪ | નહિં. | નહિ. |
| ૩૮ | ૧૩ | Civillised | Civilised |
| ૪૨ | ૧૪ | નહિં. | નહિ. |
| ૪૩ | ૧ | રહી | ન રહી |
| ૫૩ | ૫ | ત વના | તત્વના |
| ૫૩ | ૩ | જાણવું, જોવું, | જાણવું–જોવું– |
| ૫૬ | ૬ | છે | છે. |

| પૃષ્ટાંક. | પંકિત. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૫૮ | ૧૭ | સસ્ત્રોને | શાસ્ત્રોને |
| ૫૮ | ૧૮ | ગંભીર્ય | ગાંભીર્ય |
| ૬૪ | ૨૧ | હેવા | હોવા |
| ૭૬ | ૯ | નહિં. | નહિ. |
| ૮૮ | ૧૩ | પાડવામાં | પાડવામાં આવ્યા છે. |
| ૯૦ | ૫ | Muititades | Multitudes |
| ૯૦ | ૫ | Veings | Beings |
| ૯૧ | ૯ | પામશે | પામે |
| ૯૭ | ૯ | આત્મ | આત્મં- |
| ૯૮ | ૨ | આથિક | આર્થિક |
| ૯૮ | ૧૧ | કરવાવી | કરવાની |
| ૯૯ | ૪ | ભગ | ભાગ |
| ૧૦૦ | ૧૬ | આપીએ છો | આપીએ |
| ૧૦૧ | ૫ | દશન | દર્શન |
| ૧૧૦ | ૨૦ | ભાવ | ભાવિ |
| ૧૧૧ | ૧૬ | અધુનિક | આધુનિક |
| ૧૧૧ | ૧૭ | નિયત્રિન | નિયંત્રિત |
| ૧૧૬ | ૧૧ | માર્ગ સૂચક | માર્ગ દર્શક |
| ૧૨૦ | ૨૦ | રૂક્ત | ફક્ત |
| ૧૨૧ | ૧૫ | મુર્ખ | મૂર્ખ |
| ૧૨૨ | ૯ | લગણી | લાગણી |
| ૧૨૨ | ૧૨ | નહોત | હોત |
| ૧૩૦ | ૧૬ | કાઢવા | કાઢવું |

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩૩ | ૧૫ | આાહાર | આહાર |
| ૧૩૮ | ૧૮ | દ્વિગેરે | વિગેરે |
| ૧૪૪ | ૧૮ | ત ા | તો |
| ૧૪૬ | ૭ | સપ | સર્પ |
| ૧૪૭ | ૪ | કમ | કર્મ |
| ૧૪૯ | ૬ | કમ | કર્મ |
| ૧૪૯ | ૧૬ | કાય | કાર્ય |
| ૧૫૩ | ૭ | આ સંગ- | આસંગ- |
| ૧૫૪ | ૧૪ | અદ્વત | અદ્વૈત. |
| ૧૫૭ | ૧૭ | રજોજુણ | રજોગુણ |
| ૧૭૫ | ૨૧ | અધ્શાત્મક | અધ્યાત્મિક |
| ૧૮૪ | ૪ | હતો પરંતુ | હતો; પરંતુ |
| ૧૯૯ | ૧૧ | અ | આ |
| ૨૦૩ | ૨ | S crifice | Sacrifice |
| ૨૧૮ | ૧૫ | બંધનોં | બંધનો |
| ૨૧૯ | ૧૧ | નહિં | નહિ |
| ૨૨૬ | ૧૫ | એક | એક એક |
| ૨૪૦ | ૬ | જ્ઞાની | જ્ઞાની. |
| ૨૪૦ | ૧૭ | પત્રો | પાત્રો. |



આ લેખક તરફથી પ્રસિદ્ધ થનારાં બીજાં પુસ્તકો–

# ગીતાભ્યાસ–તેની આવશ્યકતા

## અને પદ્ધતિ. એટલે

દરેક માણસની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિના વિષયમાં, ચારિત્ર્યના બંધારણમાં તથા ચાલુ જમાનાના જીવન કલહને કોઈપણ પ્રકારનો ક્ષોભ પામ્યા સિવાય, સુખ તથા શાંતિથી પહોંચી વળવામાં મદદ કરે તેવી, સાદી તથા સરળ ભાષામાં, વ્યવહારૂ સૂચના આપતું શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું પુસ્તક.

## સમાલોચક

"ગીતાભ્યાસ" ની લેખમાળા સમાલોચક માસિકમાં ઈ. સ. ૧૯૨૫ ના "મે" માસના અંકથી શરૂ થઈ ચુકી છે. આ તમામ લેખોને થોડા સમયમાં "ગીતાભ્યાસ"–પુસ્તકરૂપે સુધારા વધારા સાથે તથા સંસ્કૃત શ્લોક સાથે બહાર પાડવામાં આવશે.

## ગીતાભ્યાસની વિશેષતા

આ પુસ્તકમાં જુદા જુદા સંપ્રદાય તથા મતમતાંતરોનો ઝઘડો નથી. તે વાંચવાને–સમજવાને સંસ્કૃત જ્ઞાન, શાસ્ત્રી અગર અધ્યાપકની જરૂર નથી. આ પુસ્તક વાંચતાં પારિભાષિક શબ્દોથી મુંઝવણ પડતી નથી. લાંબા લાંબા કાનફોડ તથા જડબાતોડ શબ્દો વાંચકને ચમકાવતા નથી. ભગવદ્‌ગીતા એ જુના જમાનાનો, તત્વ જ્ઞાનનો, અટપટો, નિરસ તથા શુષ્ક ધાર્મિક ગ્રંથ છે તેવી કંટાળા ભરેલી ભાવના આ પુસ્તક વાંચતા થતી નથી.

## ગીતાભ્યાસની ભાષા

સાદી તથા સરળ છે. જ્યાં પરિભાષિક તથા અઘરા શબ્દો આવે ત્યાં સમાનાર્થક ગુજરાતી તથા અંગ્રેજી શબ્દો આપેલા છે. એકજ વિષયના છુટા છવાયા શ્લોકો એકત્રિત કરી, તેમની પાછળ રહેલા સિદ્ધાંત, ચાલુ જમાનાના ઘરગથ્થુ ઉદાહરણોથી સ્પષ્ટ કરવામાં આવ્યા છે. ચાલુ જમાનામાં સામાન્ય કેળવણી લીધેલ કોઈ પણ સ્ત્રી અગર બાળકો પણ સમજી શકે તથા સમજીને ગીતાનું જ્ઞાન રોજના પોતાના કામકાજમાં–અમલમાં લાવી શકે તેવી પદ્ધતિથી તથા તેવી ભાષામાં આ પુસ્તક લખાયું છે.

## ઉચ્ચ જીવનનો રચનાત્મક કાર્યક્રમ

મનુષ્યના સ્થૂલ શરીર તથા સૂક્ષ્મ શરીરના તત્વોનું પદ્ધતિસરનું જ્ઞાન આપી તે જ્ઞાનને હાલના તે તે વિષયોના વિજ્ઞાન સાથે સરખાવવામાં આવ્યું છે. દરેક મનુષ્ય પોતે ઉચ્ચ જીવન ગુજારી, પોતે–જાતે સુખી થઈ, પોતાની આજુબાજુમાં માણસોને વધારેમાં વધારે કેમ સુખી કરી શકે, તે બાબતનો રચનાત્મક કાર્યક્રમ દરેક માણસ પોતાને માટે પોતે ઘડી શકે તેવી રચનાત્મક સૂચનાઓ આ પુસ્તકમાં સ્થળે સ્થળે અપાઈ છે.

## પૃથક્કરણની પદ્ધતિથી ગીતાભ્યાસ

ગીતાનો અર્થ કરવામાં સંપ્રદાય તથા મતમતાંતરોની સંકુચિત ભાવનામાં અભ્યાસી ફસી ન પડે પરંતુ વિશાળ બુદ્ધિવાળા ભગવાન વ્યાસની ધર્મભાવના કેટલી ઉદાર, કેટલી વિશાળ તથા સર્વદેશીય હતી તે હકીકત અભ્યાસી પોતે સમજી

શકે તેટલા માટે આ પુસ્તકમાં (Analytical method) પૃથક્કરણની પદ્ધતિથી ગીતાનો અભ્યાસ કરવામાં આવ્યો છે.

આખી ગીતામાંથી ધૃતરાષ્ટ્ર, સંજય, અર્જુન, શ્રીકૃષ્ણના શ્લોકો, અર્જુનની શંકા, ગીતાના સિદ્ધાંતો, ઉદાહરણો, પારિભાષિક શબ્દો, મોક્ષ, મોક્ષમાર્ગ, જીવ તથા ઈશ્વર વિગેરે અગત્યના વિષયોના તમામ શ્લોકના જુદા જુદા "ટેબલો." પરિશિષ્ટો, તારવણીઓ તૈયાર કરી, અભ્યાસીને જરૂર પડે તેવી તમામ સૂચના આપવામાં આવી છે. ચાલુ જમાનાના આધુનિક પ્રશ્નોનો ગીતાની દ્રષ્ટિએ કેવી રીતે નિકાલ લાવી શકાય તેની પણ પ્રસંગોપાત ચર્ચા કરવામાં આવી છે.

---

## કર્મ અને પુનર્જન્મ.

---

ઇ. સ. ૧૯૧૭ અને ૧૯૧૮ ના "શ્રીમાળી અભ્યુદય" માસિકમાં પ્રસિદ્ધ થયેલ લેખમાળા સુધારા વધારા સાથે બહાર પડશે.

## ગીતાભ્યાસ—કર્મયોગ.

---

## યોગાભ્યાસ.

આ પુસ્તકો પણ ગીતાભ્યાસની પદ્ધતિપર લખાયેલા છે.

---

# શ્રીમદ્ભગવદ્ગીતા.

## જ્ઞાનયોગ.

### પ્રકરણ ૧ લું.

### સાધ્ય અને સાધન.

દરેક ધર્મ, તે પરમેશ્વરને પામવાના જુદા જુદા માર્ગ છે; અને તેથી કરીને દરેક ધર્મમાં તે તે ધર્મના આચાર્યોએ ઈશ્વરને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તેના માર્ગ બતાવેલા છે. જે જે પ્રમાણે માણસો ભિન્ન ભિન્ન દેશમાં રહે છે; તે તે પ્રમાણે તેમની શારીરિક તથા માનસિક પ્રકૃતિ પણ જુદા જુદા પ્રકારની હોય છે. દેશ, કાળ, આબોહવા, કેળવણી, અને સંજોગો ઉપરથી મનુષ્યના બંધારણમાં અજબ જેવો ફેરફાર થાય છે. આ ફેરફારના પ્રમાણમાં મનુષ્યની કાર્યપદ્ધતિમાં પણ કંઈ અવનવો ફેરફાર પડે છે. આ ફેરફાર જીંદગીના સામાન્ય વ્યવહારોમાં જોવામાં આવે છે, તેટલુંજ નહિ પણ ધાર્મિક બાબતમાં પણ જોવામાં આવે છે. બાહ્યદૃષ્ટિથી, બીજા ધર્મના માણસને દેખાતો આ ઉપરનો ફેરફાર તે વાસ્તવિક

ફેરફાર નથી; પરંતુ અમુક પ્રજાના બંધારણને લઇને, તેમની પ્રકૃતિને લઇને, તે પ્રજાની સગવડની ખાતર રાખવામાં આવેલો હોય છે. જેમ જુદી જુદી પ્રજાના દેશની આબોહવામાં તફાવત છે; જેમ તેમના પહેરવેશમાં, ખોરાકમાં, આચારવિચારમાં ફેર હોય છે; તેજ પ્રમાણે તે તે પ્રજાના ધર્મમાં–ઈશ્વરને પામવાના માર્ગમાં પણ ફેર હોય છે. ઇશ્વરની, પરમાનંદની પ્રાપ્તિ તે દરેક પ્રજાનું, દરેક સમયમાં, ધ્યેય હોય છે. આ ધ્યેય સર્વ દેશમાં સામાન્ય છે. જે ફેરફાર છે તે ફક્ત તે ધ્યેયને પ્રાપ્ત કરવાની પદ્ધતિ, માર્ગ–નિષ્ઠા વિષેજ હોય છે.

દરેક પ્રજા પોતાની જરૂરીયાતના પ્રમાણમાં કોઇ અમુક બાબતપર વિશેષ લક્ષ આપે છે અને તેના પ્રમાણમાં તે વિષય તે પ્રજામાં વધારે વિકાસ પામે છે. "**ગ્રીસના**" લોકોએ સૌંદર્યપર વિશેષ લક્ષ આપ્યું હતું; તેને લઇને તે દેશમાં તે વિષય સારો ખેડાયેલો હતો. "**રોમના**" લોકોએ યુદ્ધકળાપર વિશેષ ધ્યાન આપેલું હતું તેને લઈને તે દેશ તે સમયમાં રાજદ્વારી બાબતમાં ઘણો આગળ વધ્યો. હાલના સમયમાં ફ્રાન્સ, જર્મની આદિ દેશો વિજ્ઞાન વિકાસ તરફ વિશેષ લક્ષ આપે છે; તેથી તે તે કળા તે તે દેશમાં વધારે વિકાસ પામેલી છે. ભારતવર્ષની પ્રજાએ શરૂઆતથીજ ધર્મની બાબતમાં લક્ષ આપેલું છે અને તેને લઇને ધર્મની બાબતનો ભારત-

વર્ષમાં જેટલો વિકાસ થયો છે તેટલો હજુ સુધી દુનિયાની કોઈ પણ પ્રજાએ કર્યો નથી. આ કારણને લઇનેજ જર્મની, અમેરીકા તથા બીજા અન્ય દેશ, કે જે રાજદ્વારી રીતે હિંદુસ્તાનથી ઘણા આગળ વધેલ છે; તે દેશના લોકો પણ ધર્મ સંબંધી જ્ઞાન સંપાદન કરવા હિંદુસ્તાન તરફજ દૃષ્ટિ કરે છે. બીજી વિદ્યામાં બીજા દેશો હિંદુસ્તાન કરતાં ઘણાજ આગળ વધેલા છે તે વાત ખરી છે; પરંતુ ધર્મની બાબતમાં હિંદુસ્તાન અ્યારે પણ અગ્ર સ્થાન ભોગવે છે તે સંબંધે સુધરેલી પ્રજામાં અત્યારે ઝાઝો વિવાદ રહ્યો નથી.

ઉપનિષદો, એ હિંદુ ધર્મનો એક બહુજ અગત્યનો ભાગ છે. ઉપનિષદોમાં વર્ણન કરેલું તત્વ-જ્ઞાન બહુ ઉચ્ચ પ્રકારનું છે. આ તત્વજ્ઞાન જોકે બહુજ ગૂઢ રહસ્યથી ભરપુર છે; અને તેથીજ સામાન્ય મનુષ્યની બુદ્ધિમાં આ જ્ઞાન એકાએક ઉતરી શકે તેમ નથી. ઉપનિષદના અભ્યાસને માટે બહુ સમય તેમજ ઉંડા વિચારની અગત્ય છે. તેનો અભ્યાસ કરવાની બુદ્ધિ તથા તેને માટે જોઇતો સમય બધા માણસોમાં હોઇ શકે નહિ.

ઉપનિષદનું જ્ઞાન સામાન્ય મનુષ્યથી ઓછા સમયમાં તથા સરલ રીતે પ્રાપ્ત કરી શકાય તેને માટે ઘણા

પ્રયત્ન થયા છે; પરંતુ તે સર્વમાં અગત્યનું પુસ્તક **શ્રીમદ્ ભગવદ્દગીતા** છે. આ ગીતાના ધ્યાનના ચોથા શ્લોકમાં જણાવવામાં આવ્યું છે કે:—

**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥**

સર્વે ઉપનિષદ્ રૂપ ગાયોમાંથી, ગોપાલનંદન-શ્રીકૃષ્ણે, ગીતામૃત રૂપ દુધ દોહી કહ્યું છે. આ શ્લોકમાં કેટલું સત્ય રહ્યું છે તે ઉપનિષદ્ તથા ગીતાના અભ્યાસી જાણી શકે છે. ગીતાની અંદર ઉપનિષદ્નું જે ગૂઢ રહસ્ય, જે સરલ ભાષામાં ઉતારવામાં આવ્યું છે તે ખરેખર અદ્ભુત છે. આવા ગૂઢ જ્ઞાનનો લગભગ ૭૦૦–૭૨૫ શ્લોકમાં સમાવેશ કરવો તે વ્યાસ સિવાય કોઈ પણ વ્યક્તિથી બની શકેજ નહિ. વ્યાસના આ અદ્ભુત બુદ્ધિ ચાતુર્ય તરફ જો લક્ષ આપવામાં આવે તો ધ્યાનના બીજા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે આ વિશાળ બુદ્ધિવાળા વ્યાસને આપોઆપજ આપણાથી નમસ્કાર કર્યા સિવાય રહેવાય નહીં.

ગીતાની એક ખુબી એ છે કે તેમાં જણાવેલ જ્ઞાન–ઉપદેશ દરેક મનુષ્યને ઉપકારક છે. સર્વ શાસ્ત્રોમાં પારંગત કોઇ મહાન બુદ્ધિશાળી વ્યક્તિ હોય તો તેવા માણસને પણ ગીતા, બુદ્ધિવિલાસ તેમજ મોક્ષ

પ્રાપ્તિનું સાધન થાય તેમ છે. બીજી તરફ દૃષ્ટિ કરતાં સોળમા અધ્યાયના દૈવાસુર સંપત્ વિભાગમાં બતાવેલ ગુણો એક સામાન્ય મનુષ્ય પણ સમજી શકે અને આચારમાં ઉતારી શકે તેવા છે. આ પ્રમાણે શ્રીમદ્ ભગવદ્ ગીતા તે દરેક મનુષ્યને સરખી રીતે ઉપકારક છે. સાતસો શ્લોકનું આ નાનું પુસ્તક, સ્વર્ગ તો શું, પણ તેની પેલી પાર છેવટ કૈવલ્ય–મોક્ષ, પરમપદ પણ પ્રાપ્ત કરવાના પરવાના રૂપેજ છે.

સૃષ્ટિની ઉત્પત્તિથી પ્રલય સુધીમાં આવતા અનંત વિષયો ગીતામાં પ્રતિપાદન કરેલા છે. ગીતાનો કોઈ પણ અભ્યાસી જોઇ શકશે કે તેમાં ઘણા ખરા વિષયો ગૌણ રૂપે વર્ણવવામાં આવ્યા છે. જ્યારે આ બધા વિષયો ગૌણ છે, ત્યારે મુખ્ય કયા કયા વિષયો છે તેજ સવાલ ઉપસ્થિત થાય છે. આ સવાલનો જવાબ દરેક ધર્મના આચાર્યોએ આપેલો છે; પરંતુ તે જવાબમાં સ્વાર્થની છાંટ આવી જાય છે. દરેક આચાર્ય પોતાના ધર્મ અગર પંથનેજ ગીતામાં પ્રધાન પદ આપવામાં આવેલું છે તેવું જણાવવા પ્રયત્ન કરે છે. આ કારણને લઇને ધર્મ અગર પંથને અવલંબીને આપવામાં આવેલા ઉત્તર પર બહુ વિશ્વાસ રાખી શકાય તેમ નથી.

આ પ્રશ્નનો ખરો ઉત્તર મેળવવો હોય તો આપણે શ્રીમદ ભગવદ ગીતામાં જ તપાસ કરવી પડશે.

વિશાળ બુદ્ધિવાળા વ્યાસે પોતેજ, આવા સવાલનો નિર્ણય કરવાનું બીજાની બુદ્ધિ પર ન રાખતાં તેનું સમાધાન કર્યું છે. ત્રીજા અધ્યાયના ત્રીજા શ્લોકમાં શ્રી ભગવાન અર્જુનને કહે છે કે:—

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥

આ લોકમાં બે પ્રકારની નિષ્ઠા છે. આ બે નિષ્ઠાનાં નામ પણ આપ્યાં છે. એકનું નામ કર્મયોગ અને બીજીનું નામ જ્ઞાનયોગ. આ બેજ મુખ્ય નિષ્ઠા છે. ગીતામાં પ્રધાનપણે આ બે નિષ્ઠાનું જ પ્રતિપાદન કરવામાં આવેલું છે. બીજા વિષયોની જ્યાં જ્યાં ચર્ચા કરવામાં આવી છે, તે પ્રધાનપણે નહિ, પણ ગૌણ રૂપે છે. ગીતાના શ્લોકોની વિષયવાર તારવણી કરવામાં આવે તો પણ જણાશે કે અન્ય કોઈ પણ વિષય કરતાં આ બે વિષયોનું પ્રતિપાદન કરવામાં ગીતાનો ઘણોખરો ભાગ આવી જાય છે.

જ્ઞાન અને કર્મ બે જુદી જુદી નિષ્ઠા છે ખરી; પરંતુ બન્નેનું ધ્યેય-પ્રાપ્ય, ઉદ્દેશ-ગંતવ્ય એકજ છે. આ બન્ને માર્ગ જુદા જુદા છે; પરંતુ બંન્ને એક જ ઈશ્વરની પ્રાપ્તિ કરાવનાર છે. જ્ઞાન તથા કર્મના ઉપાસક જુદા જુદા બિંદુથી તથા જુદે જુદે રસ્તેથી મુસાફરી શરૂ

કરે છે ખરા; છતાં બન્ને પરમાનંદની પ્રાપ્તિ રૂપ એક
સ્થાનને પામે છે. જેમ જુદા જુદા દેશની અં
રહેનાર માણસ જુદા જુદા સ્ટેશનેથી જુદી જુદી ટ્રેનમ
નીકળી એક જ જંકશને—એક જ સ્ટેશને—એક
જગ્યાએ ભેગા થઈ શકે છે, તે પ્રમાણે જ્ઞાન અને કર
રૂપી જુદી જુદી ટ્રેનમાં મુસાફરી કરનાર મુસાફર પા
પરમાનંદ રૂપ મહાન જંકશન પર ભેગા થાય છે. જે
બધી નદીઓ એક જ સાગરને મળે છે તેમ જ્ઞાન તથ
કર્મના ઉપાસક એક જ પરમેશ્વરને પામે છે આ કારણું
લઈને જ ગીતાના પાંચમા અધ્યાયના ચોથા તથા પાંચમ
શ્લોકમાં કહેલું છે કે:—

सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥

બાલકો—અજ્ઞાનીઓ જ સાંખ્ય અને યોગને પૃથક્
જુદા હોય તેવું જાણે છે. જ્ઞાન અને કર્મ—સાંખ્ય અ
યોગ એ બેમાંથી એકને પણ સારી રીતે જાણન
માણસ બન્નેના ફળને પામે છે. પાંચમા શ્લોકમ
આ વિષયનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે કે:—

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ।

સાંખ્યથી જ્ઞાનયોગથી જે સ્થાન પ્રાપ્ત કરાય
તેજ સ્થાન કર્મ યોગથી પ્રાપ્ત કરી શકાય છે જુ
જુદી દિશામાંથી, જુદી જુદી ટ્રેનમાં જુદે જુદે રસ્તે

મુસાફરો આવે છે, પરંતુ તે સઘળા એકજ જંકશનમાં આવી પહોંચે છે; તેજ પ્રમાણે દરેક માણસના અધિકાર પરત્વે સાધન માર્ગમાં ફેર હોય છે; પરંતુ તે તમામ સાધન માર્ગ ઈશ્વરને પામવાના જ જુદા જુદા રસ્તા છે.

---

## પ્રકરણ ૨ જું.

---

# જ્ઞાન અને અજ્ઞાન.

જ્ઞાનનું માહાત્મ્ય કેટલું છે, જ્ઞાન કેવા ઉચ્ચ પદની પ્રાપ્તિ કરાવે છે, તે તરફ પણ શરૂઆતમાંજ લક્ષ આપવાની જરૂર છે; કારણ કે જે ઉચ્ચ પદની પ્રાપ્તિ જ્ઞાનથી થાય છે તે એકાએક થતી નથી. સાતમા અધ્યાયના ઓગણીસમા શ્લોકમાં કહ્યું છે કે:—

**बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**

બહુ જન્મના અંતે જ્ઞાનવાન મને પામે છે. આ પ્રમાણે બહુ જન્મના અંતે પરમાનંદની પ્રાપ્તિ થાય છે. એકાએક એટલે આજે જ્ઞાન થયું અને કાલે મુક્તિ થાય—પરમાનંદની પ્રાપ્તિ થાય તેવું બનતું નથી. આ પ્રમાણે હોવાથી અભ્યાસીએ જ્ઞાન માર્ગ ગ્રહણ કર્યા પછી વખતોવખત પોતાની માનસિક સ્થિતિનું બારીક નિરીક્ષણ કરવાની જરૂર છે.

જ્ઞાન માર્ગમાં કર્મ તથા ભક્તિ કરતાં બુદ્ધિ-બળની વધારે જરૂર છે. તેથી કરીને તેના અભ્યાસી–સાધક પણ ઘણાજ થોડા હોય છે. શ્રીકૃષ્ણ ભગવાન આ મુશ્કેલીથી તદન અજાણ્યા નથી. સાતમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં શ્રી ભગવાન કહે છે કે:—

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

હજારો મનુષ્યોમાંથી કોઇકજ મનુષ્ય, સિદ્ધિને–જ્ઞાનને માટે પ્રયત્ન કરે છે. આવા પ્રયત્ન કરનારા-ઓને પણ બહુજ આફતમાંથી–મુશ્કેલીમાંથી પસાર થવું પડે છે. સિદ્ધિને માટે પ્રયત્ન કરનારા શરૂ-આતમાં થોડાકજ નીકળે છે. તે થોડી સંખ્યામાંથી પણ બહુજ ઓછા માણસો મને એટલે ઈશ્વરને–પરમાત્માને વાસ્તવિક રીતે જાણે છે. આ મુશ્કેલીનું કારણ શું હશે તે વિષે સ્વાભાવિક પ્રશ્ન ઉભો થાય છે. આ પ્રશ્નનું નિરાકરણ પણ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતેજ ગીતાજીના બારમા અધ્યાયના પાંચમા શ્લોકમાં, કરેલું છે કે:—

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥**

અવ્યક્તના ઉપાસકને–કેવળ જ્ઞાન માર્ગીને વધારે ક્લેશ થાય છે–વધારે મુશ્કેલીમાંથી પસાર થવું પડે છે.

જ્ઞાન માર્ગ ગ્રહણ કરનાર પ્રવાસીને બહુ ક્લેશ થાય છે. બહુ જન્મના અંતે તેને પરમ પદની પ્રાપ્તિ

થાય છે. આ માર્ગે પ્રયાણ કરનાર પ્રયત્ન કરનારમાંથ થોડાનેજ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. આ બધી મુશ્કેલ છે ખરી; પરંતુ દુનિયાનો એક સિદ્ધાંત છે કે મોટ મુશ્કેલીઓ ઉઠાવ્યા સિવાય કોઇ પણ મહાન કાર્યન સિદ્ધિ મળતી નથી. આ ન્યાય આ બાબતને પણ લાગુ પડે છે. જ્ઞાન માર્ગમાં મુશ્કેલી મોટી છે તે વાત ખરી છે, પરંતુ જ્ઞાનનું માહાત્મ્ય પણ બહુજ મોટું છે જ્ઞાન માર્ગ ગ્રહણ કરનારને ફળ પણ બહુજ ઉચ્ચ પ્રાપ્ત થાય છે. ખરી રીતે કહીએ તો ફળના મહત્વ તરફ દૃષ્ટિ રાખીએ તો દેખીતી મોટી મુશ્કેલી પણ કંઈ વિસાતમાં નથી.

જ્ઞાનની મહત્તા એટલી બધી છે કે સાક્ષાત શ્રીકૃષ્ણ ભગવાન પણ ચોથા અધ્યાયના આડત્રીસમ શ્લોકમાં કહે છે કે:—

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥**

જ્ઞાન જેવું પવિત્ર–પાવન કરનારૂં આ દુનિયામ બીજું એકકે નથી. આ અધ્યાયના છત્રીસમા શ્લોકમ શ્રી ભગવાન અર્જુનને કહે છે કે:—

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥**

જો તું પાપીઓમાં પણ સૌથી અધમ પાપી હશે તો પણ જ્ઞાન રૂપ નૌકાથી તું તરી જઇશ, મોક્ષ પામીશ

પાપીઓને પણ મોક્ષ આપવાની જ્ઞાનમાં કેવા પ્રકારની શક્તિ હશે તે જણાવતાં આગળ સાડત્રીસમા શ્લોકમાં કહે છે કે:—

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥**

જે પ્રમાણે સળગતો અગ્નિ લાકડાને બાળીને ખાખ કરી નાંખે છે, તે પ્રમાણે જ્ઞાનરૂપ અગ્નિ સાધકના પ્રતિબંધ રૂપ કર્મને બાળીને ખાખ કરી નાંખે છે. આગળ જતાં જ્ઞાનને દીપક–દીવાની ઉપમા દશમા અધ્યાયના અગીયારમા શ્લોકમાં આપવામાં આવી છે. કૃષ્ણ ભગવાન કહે છે કે:—

**तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥**

કેવળ અનુકંપાથી હું પ્રાણીઓના હૃદયમાં રહી જ્ઞાનદીપથી તેમના અજ્ઞાનનો નાશ કરૂં છું.

સંશય, એ કોઈ પણ કાર્ય સિદ્ધિમાં એક મહાન પ્રતિબંધરૂપ છે. વ્યાવહારિક બાબતમાં પણ અમુક બાબતના ખરા ખોટાપણા વિષે આપણને સંશય પડે છે કે આપણો ઉત્સાહ તુરતજ અર્ધો ઓછો થઇ જાય છે. ઉત્સાહ ઓછો થઈ જતાની સાથે કાર્ય સિદ્ધિ પણ થતી નથી. જેટલે દરજ્જે ખંત અને ઉત્સાહ

ઓછા તેટલે દરજ્જે કાર્યસિદ્ધિમાં ખામી આવે છે આ પ્રમાણે સંશય એક મહાન વિઘ્નરૂપ છે. આ કારણને લઈને ગીતાજીના ચોથા અધ્યાયના ચાલીસમા શ્લોકમાં કહ્યું છે કે:—

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥**

અજ્ઞાની, શ્રદ્ધા વગરના તથા સંશયવાળા માણસનો નાશ થાય છે; કારણ કે સંશય યુક્ત-શંકાશીલ માણસને માટે આ લોકમાં અગર પર લોકમાં કોઈ પણ જગ્યાએ સિદ્ધિ નથી.

આ સંશયનો જો નાશ થાય, આ શંકાનું જો સમાધાન થાય, તો માણસમાં શ્રદ્ધાની ઉત્પત્તિ થાય છે અને શ્રદ્ધાની ઉત્પત્તિ થતાં **ખંત, મહેનત** તથા **ઉત્સાહ** આપોઆપ વધી જાય છે. તેથી કાર્ય સિદ્ધિ—મોક્ષ પ્રાપ્તિ જલદીથી થાય છે. સંશયને નિવૃત્ત કરવાનો ઉપાય શોધી કાઢવો એ ઘણુંજ અગત્યનું કામ છે. જો સંશયને દૂર કરી શકાય તો મોક્ષ પ્રાપ્તિ તરફ, પરમ પદની પ્રાપ્તિ તરફ એક અગત્યનું પગલું લેવામાં આવ્યું છે એમ કહી શકાય.

સંશયની નિવૃત્તિ કરવાને માટે જ્ઞાનયોગ-જ્ઞાન માર્ગ સિવાય એકકે બીજો સારો અને સચોટ માર્ગ

નથી. અંધકાર દૂર કરવાને માટે જેમ અજવાળાની જરૂર છે, તે પ્રમાણે અજ્ઞાન-શંકામય અંધકાર દૂર કરવાને માટે જ્ઞાનરૂપ પ્રકાશ-જ્ઞાનદીપની જરૂર છે. ગીતાના ચોથા અધ્યાયના એકતાલીસમા શ્લોકમાં કહ્યું છે કે:—

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥

જ્ઞાનથી સંશય છેદાય છે. શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાનથી સંશય છેદવાનો ઉપાય બતાવેલો છે. આ અધ્યાયના બેંતાળીસમા શ્લોકમાં જ્ઞાનને તરવારની સાથે સરખાવી જ્ઞાનરૂપ શક્તિ-તરવારથી સંશયો છેદવાનો અર્જુનને બોધ ભગવાન શ્રીકૃષ્ણે આપેલો છે કે:—

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥

શ્રીકૃષ્ણ ભગવાને સાતમા અધ્યાયના સોળમા તથા સત્તરમા શ્લોકમાં જણાવેલ છે કે:—

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

ચાર જાતના ભક્ત ગણાવેલા છે. ચારે પ્રકારના ભક્તમાંથી જ્ઞાની તે શ્રીકૃષ્ણ ભગવાનને વિશેષ પ્રિય છે.

પાંચમા અધ્યાયના સોળમા શ્લોકમાં જણાવેલ છે કે:—

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥

જે માણસનું અજ્ઞાન, જ્ઞાનથી નાશ પામેલું હોય છે, તેઓનેજ પરબ્રહ્મનો પ્રકાશ થાય છે. આગળ જતાં પાંચમા અધ્યાયના સત્તરમા શ્લોકમાં કહેલું છે કે:-

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥

જ્ઞાનથી જેના દોષ દૂર થયેલા છે તેવાઓને માટે પુનરાવૃત્તિ-પુનર્જન્મ નથી, આવા લોકોને મોક્ષ મળે છે.

જ્ઞાનયોગની-જ્ઞાનમાર્ગની મહત્તા ઉપર જણાવ્યા પ્રમાણે છે તે આપણે જોયું. જ્ઞાન માહાત્મ્ય તપાસ્યું પણ ફકત જ્ઞાન માહાત્મ્ય સાંભળવાથીજ ફળ સિદ્ધિ પરમાત્માની પ્રાપ્તિ-મોક્ષ થતો નથી. જ્ઞાનને આચારમાં વ્યવહારમાં-ચારિત્ર્યમાં ઉતારવાથી જ ફળપ્રાપ્તિ-સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. આ કારણને લઇને જ્ઞાન એ શું છે તે વિચારવાની ખાસ અગત્ય છે. કોને જ્ઞાન કહેવું? જ્ઞાનના કયાં લક્ષણ છે? શું પ્રાપ્ત થાય ત્યારે જ્ઞાન થયું માનવું? તે પ્રશ્ન અત્રે થાય છે. બે અને બે ચાર એ પણ એક જાતનું જ્ઞાન છે. જ્ઞાનના બહોળા અર્થમાં આવા ગણિત જ્ઞાનનો પણ સમાવેશ

થાય છે. જો કે આવા જ્ઞાનનો પણ જ્ઞાનના બહોળા અર્થમાં સમાવેશ થાય છે; પણ તેથી મોક્ષ–પરમાનંદની પ્રાપ્તિ–અપુનરાવૃત્તિ થતી નથી; માટે જ્ઞાન શબ્દનો શું અર્થ છે તે જાણુવાની જરૂર છે.

ઘણુાખરા અગત્યના શબ્દના બે પ્રકારના અર્થ હોય છે. એક સામાન્ય તથા બીજો પારિભાષિક–શાસ્ત્રીય અર્થ. જ્ઞાન શબ્દનો સામાન્ય અર્થ, જાણેલું તે, એવો થાય છે. કંઇ પણ હકીકત આપણા જાણુવામાં આવી, કોઇપણ વિષય વિષે અમુક જાતની માહીતી મળી તો તે વિષયનું આપણુને જ્ઞાન થયેલું છે તેમ કહીએ છીએ. આ જ્ઞાનનો સામાન્ય અર્થ છે.

જ્ઞાન એ શબ્દ ગીતાજીમાં સામાન્ય અર્થમાં વપરાયલો નથી; પરંતુ ગીતાજીમાં જ્ઞાન શબ્દ પારિભાષિક અર્થમાં વપરાયલો છે. જ્ઞાન એટલે ગણિત, ભૂગોળ, ઇતિહાસ આદિ વિગેરેનું જ્ઞાન નહિં; પણ આધ્યાત્મિક વિષયનું જ્ઞાન એ અથમાં વપરાયલો છે. શ્રીકૃષ્ણે જ્ઞાનનો અર્થ બહુજ સ્પષ્ટતાથી ગીતાજીમાં સમજાવવા પ્રયત્ન કર્યો છે. આ બધા શ્લોકો છુટા છવાયા આવવાથી સામાન્ય મનુષ્યની સમજ શક્તિમાં જ્ઞાન શબ્દનો ખરો અર્થ–ગીતાજીમાં વપરાયલો પારિભાષિક અર્થ, જલદીથી ઉતરી શકે નહિં પણ જો તે તમામ શ્લોકોનું એકીકરણ કરી અને નિયમસર

વાંચવામાં આવે તો જ્ઞાન શબ્દનો અર્થ સહજ સમજી શકાય તેમ છે; તેટલુંજ નહિ પરંતુ ગીતામાં કહેવામાં આવેલું જ્ઞાન, આચારમાં ઉતારતાં પણ બહુ મુશ્કેલ પડે તેમ નથી. આ પ્રમાણે જ્ઞાનને આચારમાં ઉતારવાથીજ માણુસ જ્ઞાની થયેલો કહેવાય છે. ત્યાર પછીજ જ્ઞાનની જે ઉચ્ચ સ્થિતિ ગીતાજીમાં વર્ણવેલી છે તે તેને પ્રાપ્ત થાય છે.

ગીતાજીના ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ યોગ નામના તેરમા અધ્યાયના બીજા શ્લોકમાં "જ્ઞાન" કયું તે કહેવામાં આવ્યું છે; પરંતુ તેનો અર્થ સમજતા પહેલાં તેજ અધ્યાયનો પહેલો શ્લોક વાંચવો પડશે. આ શ્લોકમાં શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે:—

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।**

હે કૌંતેય ! આ શરીર છે તે ક્ષેત્ર છે. તેને જાણનાર ક્ષેત્રજ્ઞ કહેવાય છે. બીજા શ્લોકમાં ભગવાન કૃષ્ણ પરમાત્મા કહે છે કે:—

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।**

હે ભારત ! સર્વ ક્ષેત્રમાં મને તું ક્ષેત્રજ્ઞ જાણ. આ શ્લોકની બીજી લીટીમાં ભગવાન કહે છે કે:—

**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ।**

ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તેજ ખરૂં "જ્ઞાન" છે. આ પ્રમાણે જ્ઞાન થવાને માટે માણસે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ

જાણવાની જરૂર છે; કારણ સર્વ ક્ષેત્રમાં-સર્વ શરીરમાં ક્ષેત્રજ્ઞ, ક્ષેત્રને જાણનાર રહે છે.

ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો વિચાર વધારે સ્પષ્ટ કરવા માટે ગીતાજીના પંદરમા અધ્યાયનો સાતમો શ્લોક, ઉપરના શ્લોક સાથે વાંચવાની જરૂર છે. ભગવાન કૃષ્ણ કહે છે કે:—

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः**
**मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥१५-७॥**

મારો શ્રીકૃષ્ણ પરમાત્માનો, પરબ્રહ્મનો, પરમાત્માના આત્માનો એક અંશ જીવ થાય છે: અને તે પાંચ ઇંદ્રિય તથા છઠ્ઠા મનને પોતાના તરફ ખેંચે છે. આ સનાતન ઈશ્વરી અંશ તેજ ક્ષેત્રજ્ઞ અને પાંચ ઇંદ્રિય તથા મન આદિનો સમૂહ તેજ શરીર તથા ક્ષેત્ર છે. જ્યારે પરમાત્માનો એક અંશ સર્વત્ર વ્યાપક છે તે પ્રમાણેની હકીકત આપણા ધ્યાનમાં બરોબર ઉતરે છે; ત્યારેજ આ વિષયના દશમા અધ્યાયના આઠમા શ્લોકમાં કહેલી હકીકતનું સત્ય બરોબર સમજાય છે-ગળે ઉતરે છે-અનુભવાય છે. આ શ્લોકમાં ભગવાન કહે છે કે:—

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।१०-८।**

હું સર્વ વસ્તુનું ઉત્પત્તિ સ્થાન છું, અને મારામાંથી સર્વ વસ્તુ–ભુતપ્રાણી પ્રવર્તે છે. આ શ્લોક પરથી જણાય છે કે ઇશ્વરજ સર્વનું આદિ કારણ છે, તેટલુંજ નહિ પરંતુ સર્વ ભૂતમાં ઇશ્વરનું અસ્તિત્વ રહેલું છે.

ભૂતપ્રાણી તો જુદા જુદા છે, જુદે જુદે વખતે તથા જુદા જુદા દેશમાં રહેનારા છે; છતાં આવા ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા, ભિન્ન ભિન્ન દેશમાં રહેનારા તથા ભિન્ન સમયે ઉત્પન્ન થયેલા પ્રાણીથી ઇશ્વરનું અસ્તિત્વ કેમ સંભવે, તે બાબતનો ખુલાસો ગીતાજીના સાતમા અધ્યાયના સાતમા શ્લોકમાં આપેલો છે. તે શ્લોકમાં ભગવાન કૃષ્ણચંદ્ર કહે છે કેઃ—

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७–७॥**

મારાથી પર કશુંજ નથી અને સઘળું મારામાંજ છે. આ સિદ્ધાંત સ્પષ્ટ કરવા એક સુંદર ઉદાહરણ ભગવાન આપે છે. તેઓ કહે છે કે જેમ માળામાં–એકજ સૂત્રમાં જુદા જુદા મણકા–પારાઓ પરોવાયલા હોય છે તેમ સઘળું મારામાં પરોવાયેલું છે. જેમ મણકાઓ જુદા જુદા છે; છતાં એકજ સૂત્રમાં–દોરામાં પરોવાયેલા છે તેજ પ્રમાણે એકજ ઇશ્વરમાં–પરમાત્મામાં

સર્વ ભૂત પ્રાણીરૂપ પારાઓ પરોવાયેલા છે. આગળ જતાં દશમા શ્લોકમાં ભગવાન હજી વધારે સ્પષ્ટ ખુલાસો આપે છે.

**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्।७–१०।**

હે પાર્થ, હું સર્વ ભૂતનું સનાતન બીજ છું તેમ જાણ. પરમાત્મા સર્વ ભૂત પ્રાણીનું સનાતન બીજ છે તે જાણવું તેજ ખરેખરૂં જ્ઞાન છે. નવમા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં પણ આ સિદ્ધાંત કહેવામાં આવ્યો છે. તે શ્લોકમાં કહ્યું છે કે:—

**यथाऽकाशऽस्थितो नित्यं वायुः सर्वत्रगो महान्।**
**तथा सर्वाणि भूतानिमत्स्थानीत्युपधारय ॥९–६॥**

જેમ મહાન્ અને સર્વત્ર ગતિ કરનાર વાયુ આકાશમાં રહ્યા છે તેમ સર્વ પ્રાણી મારામાં રહેલા છે. આ સિદ્ધાંત-આ જ્ઞાન સમજવા ભગવાને અર્જુનને બોધ કરેલો છે. આજ સિદ્ધાંતને બીજી રીતે તેરમા અધ્યાયના તેત્રીસમાં શ્લોકમાં કહેલો છે. તે શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો તફાવત સમજાવતાં કહે છે કે:—

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥१३–३३॥**

જેમ આ લોકમાં એક રવિ–સૂર્ય સર્વ વસ્તુને

પ્રકાશે છે; તે પ્રમાણે એકજ ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્ર-શરીર-ભૂતપ્રાણીને પ્રકાશ આપે છે; ઉપરના શ્લોકોપરથી જ્ઞાનનો ખરો અર્થ શું તે તારવી કાઢવું મુશ્કેલ પડે તેમ નથી.

જ્ઞાન એટલે શ્રીકૃષ્ણ પરમાત્માના એક અંશથીજ આ સર્વ જગત વ્યાપ્ત થયેલું છે તે જાણવું, સમજવું, અને સમજીને તે પ્રમાણે આચરણ કરવું તે (૧૫-૭). જ્ઞાન એટલે સર્વ વસ્તુનું-સર્વ ભૂતપ્રાણીનું ઉત્પત્તિસ્થાન પરમાત્મા છે તે અનુભવવું તે, જ્ઞાન એટલે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો વિવેક, જ્ઞાન એટલે સર્વ ક્ષેત્રમાં-સર્વ શરીરમાં-સર્વ ભૂતપ્રાણીમાં પરમાત્મા રહેલા છે; તે સમજી, અનુભવી, સર્વ ભૂતપ્રાણીમાં પરમાત્મદર્શન, બ્રહ્મદર્શન, કૃષ્ણદર્શન, કરવું તે. આ માન્યતા બરોબર ઠસાવવા માટે માણસે ગીતાજીમાં આ વિષયના આપેલા સૂત્રના, વાયુના તથા સૂર્યના ત્રણ દ્રષ્ટાંતોનું મનન કરી બીજા દ્રષ્ટાંતો શોધી કાઢવા પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે.

જ્ઞાન શબ્દનો અર્થ બરોબર સમજવાને માટે એક બીજા પણ શબ્દનો અર્થ ચોક્કસ કરવાની જરૂર છે. ગીતાજીના સાતમા અધ્યાયના બીજા શ્લોકમાં

"વિજ્ઞાન" શબ્દ વપરાયલો છે.

**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः । ७-२ ।**

જ્ઞાન તથા વિજ્ઞાન શબ્દનો અર્થ બરાબર સમજવાની જરૂર છે: તેમજ તે બંન્નેના અર્થમાં શું તફાવત છે તે બાબતની પણ સ્પષ્ટ સમજ આપવાની જરૂર છે. વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન-સમજ. અમુક વસ્તુનું-અમુક વિષયનું પદ્ધતિસરનું તથા વિશેષ એટલે વિગતવાર જ્ઞાન તે વિજ્ઞાન. અમુક વસ્તુનું આપણને જ્ઞાન હોય છે; છતાં તે વિષયમાં ઘણીખરી વખતે આપણને શંકા હોય છે. વિજ્ઞાન થયા બાદ માણસને શંકા રહેતી નથી.

જ્ઞાની માણસ અમુક વિષય જાણે છે; વિજ્ઞાનીને તે વિષયપર કાબુ હોય છે. આગગાડી કેમ ચાલે છે તે વિષયનું સામાન્ય માણસને પણ જ્ઞાન હોય છે. પાણીને કોલસાના તાપથી ગરમ કરે છે, તેથી વરાળ થાય છે, તે "એંનજીનમાં" જાય છે અને તેથી વરાળ યંત્રની શક્તિથી આગગાડી દોડે છે. આ સામાન્ય જ્ઞાન કહેવાય; પરંતુ વિજ્ઞાન કહેવાય નહિ. વિજ્ઞાન તો ત્યારે કહેવાય કે તે દરેક સંચાનું આપણને જ્ઞાન હોય, આગગાડીનો વેગ આપણી મરજી મુજબ રોકી શકીએ, ટુંકમાં જ્ઞાનની પાર જ્યારે વધારે અને ઉંડી

માહીતી મેળવીએ ત્યારેજ આપણને વિજ્ઞાન પ્રાપ્ત થાય છે.

આ સઘળું જગત એક ઈશ્વરના અંશથી વ્યાપ્ત છે તે જ્ઞાન કહેવાય ખરૂં; પરંતુ એક પરમાત્માના અંશથી આ ચિત્ર વિચિત્ર શકિત કેમ થઇ તેનું વિગતવાર જ્ઞાન મેળવવું તે વિજ્ઞાન. ક્ષર અક્ષરનો વિવેક, પ્રકૃતિ પુરૂષનો વિવેક, ત્રિગુણ વિભાગ, મનનું નિરૂપણ, ઇંદ્રિયો તથા તેના પર કાબુ મેળવવાના જે જે ઉપાય ગીતામાં કહેલા છે તે તમામ વાસ્તવિક રીતે "વિજ્ઞાન" કહી શકાય ખરા. ગીતાના કેટલાક અધ્યાયમાં "જ્ઞાન" શબ્દ "વિજ્ઞાન" ના અર્થમાં વપરાયલો છે તે હકીકત ભૂલી જવી જોઇએ નહિ.

જ્ઞાનનો અર્થ આથી વિશેષ સ્પષ્ટતાથી સમજી શકાય તેટલા માટે ગીતાજીના અઢારમા અધ્યાયના ૨૦-૨૧-૨૨ શ્લોકમાં જ્ઞાનના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે, અને તે ત્રણે જાતના જ્ઞાનની વ્યાખ્યા આપવામાં આવી છે. જ્ઞાનના ત્રણ વિભાગ નીચે પ્રમાણે છેઃ—

**સાત્વિક જ્ઞાન**

**રાજસિક જ્ઞાન**

**તામસિક જ્ઞાન**

આ સૃષ્ટિમાં જુદા જુદા પ્રકારના ભૂત પ્રાણીઓ છે. એક પગે ચાલતા કીડાથી મહાન પ્રતાપી સાર્વ-

ભીમ રાજા સુધીની વ્યક્તિઓ છે. કેટલાક અખૂટ ધનવાન હોય છે; ત્યારે કેટલાકને ખાવાનાં પણ ફાંફાં મારવાં પડે છે. કોઈ શરીરે સુખી તો બીજા હંમેશનાજ માંદા હોય છે. એમ ભિન્ન ભિન્ન પ્રકારના ભૂત પ્રાણીઓ છે. આ સિવાય સ્થાવર જંગમ વસ્તુઓ પણ છે. અઢારમા અધ્યાયના વીસમા શ્લોકમાં જણાવેલ છે કે:—

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥१८-२०॥

આ બધી દેખાતી વિચિત્રતાનું કારણ એક પરમાત્મા છે. એકજ પરમાત્મામાંથી આ બધું ઉત્પન્ન થયું છે, તેવું જાણવું તે સાત્વિક જ્ઞાન કહેવાય છે. અઢારમા અધ્યાયના એકવીસમા શ્લોકમાં કહેલુ છે કે:—

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥१८-२१॥

જુદા જુદા ભૂતપ્રાણીને એક નહિ માનતા જુદા જુદા રૂપે જુએ છે તે જ્ઞાનને રાજસિક જ્ઞાન કહ્યું છે. ત્યાર પછીના એટલે બાવીસમા શ્લોકમાં તામસિક જ્ઞાનનું વર્ણન કર્યું છે.

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥१८-२२॥

જે જ્ઞાન યુક્તિ વગરનું, અલ્પ, કાર્યને કારણ માનીને ભૂલથી ઉત્પન્ન થયલું જ્ઞાન તે તામસિક જ્ઞાન છે. જે જ્ઞાન ઉત્તમ ગતિને પહોંચાડે છે–જે જ્ઞાનથી પરમ પદની પ્રાપ્તિ થાય છે તે જ્ઞાન તો સાત્વિક જ્ઞાનજ છે તેમ માન્યા વિના છુટકો નથી. સાત્વિક જ્ઞાન વધારે સ્પષ્ટતાર્થી સમજાય અને અન્ય ઉતરતા જ્ઞાનમાં તેનો ભૂલથી સમાવેશ ન કરવામાં આવે તેથીજ જ્ઞાનના આ ત્રિવિધ વિભાગ કરવામાં આવેલા જણાય છે.

ગીતા જેવા નાના ગ્રંથમાં પણ શ્રીકૃષ્ણ પરમાત્માને મુખે–મહર્ષિ વ્યાસે જ્ઞાન શબ્દનોઅર્થ સમજાવવા જે પ્રયત્નો કર્યા છે તે પરથી જ્ઞાનનો યથાસ્થિત અર્થ સમજવાની અગત્ય જણાશે. સામાન્ય મનુષ્ય કે જેણે વેદ અગર ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય અને જેની અંદર બહુ બુદ્ધિ વિકાસ થયો ન હોય તેવા મનુષ્યને પણ "જ્ઞાની" થવાનો લાભ મળે– જ્ઞાનીની ઉચ્ચ ગતિ પ્રાપ્ત થાય, પરમાત્માની પ્રાપ્તિ થાય એટલા માટે ગીતાજીના તેરમા અધ્યાયના ૭ થી ૧૧ શ્લોકમાં જ્ઞાનનાં લક્ષણો જણાવેલાં છે. જ્ઞાન શું છે? પ્રકૃતિ તથા પુરૂષનો સંબંધ કેવો હશે? અક્ષર અને ક્ષર કોને કહેવાય? આવા અટપટા પ્રશ્નોનો વિચાર કરવા જેને જરૂર ન હોય–આ પ્રશ્નોનો વિચાર

કરવા જેટલી બુદ્ધિ તથા તેટલો સમય જેને ન હોય તેવા માણસને માટે આ લક્ષણો બહુજ મનનીય છે. આ લક્ષણો જેટલાં સાદાં અને સરળ છે તેટલાંજ જલદીથી આચારમાં ઉતારી શકાય તેવાં છે.

જ્ઞાનનાં આ લક્ષણો એકંદરે વીસ છે અને તે નીચે પ્રમાણે છે. હાલના જમાનામાં જલદીથી સમજી શકાય માટે તેનાં "ઇંગ્લિશ" નામ પણ આપેલાં છે.

(૧) **अमानित्वं**=માનની અત્યંત લાલસા નહિ રાખવી તે. નિર્માનીપણું. Absence of exaggerated notions of self respect, (Humility)

(૨) **अदंभित्वं**=દંભ–ખોટો ડોળ–આડંબર નહિ રાખવો તે. Absence of Ostentation. Unpretentionsness.

(૩) **अहिंसा**=કોઇ પણ ભુતપ્રાણીની હિંસા નહિ કરવી. કોઇ પણ ભુતપ્રાણીની લાગણી દુભાય તેવું કૃત્ય નહિ કરવું તે. Harmlessness

(૪) **क्षांति**=ક્ષમા. Forgiveness, Forbearance.

(૫) **आर्जवं**=સરળતા. Straight forwardness; Uprightness

(૬) **आचार्योपासनं**=આચાર્ય--શિક્ષક--ગુરૂની ઉપ.-સના–સેવા. Service-helpfulness towards

the teacher-preceptor.

(૭) शौचं=શૌચ, પવિત્રતા, સુઘડતા. (Cleanliness); Purity.

(૮) स्थैर्यं=સ્થિરતા. Steadfastness; Steadiness.

(૯) आत्मविनिग्रह=આત્મ સંયમ. ઇંદ્રિયનિગ્રહ. Self control.

(૧૦) इंद्रियार्थेषु वैराग्यं=ઇંદ્રિયના અર્થમાં-વિષયોમાં વૈરાગ્ય. Indifference towards objects of senses-sensual pleasures.

(૧૧) अनहंकार=અહંકાર રહિતપણું. Absence of egoism-pride

(૧૨) जन्म...दुःखदोषानुदर्शनं=જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ આદિ દુઃખનું દર્શન. Rumination-meditation-thinking-reflections on the unhappiness caused by birth, death, old age, sickness

(૧૩) असक्ति=સ્રી, પુત્ર, ઘર ઇત્યાદિમાં બહુ આસક્ત ન થવું તે. absence of attachment.

(૧૪) अनभिष्वंग=તન્મયતાથી રહિતપણું. Non identification.

(૧૫) नित्यं=ઇષ્ટ અને અનિષ્ટ-સારા અને નરસાની

પ્રાપ્તિમાં સમભાવ રાખવો. Constancy, Even mindedness.

(૧૬) भक्ति=અનન્ય યોગથી પરમાત્માની અવ્યભિચારિણી–બીજા વિષયમાં નહિ જાય તેવી ભક્તિ રાખવી. Unswerving devotion.

(૧૭) विविक्तदेशसेवित्वं=એકાંત સ્થળનું સેવન. Resort to a quiet–Sequestered place.

(૧૮) अरति=વિષયી માણસોની સોબતમાં અપ્રીતિ. Absence of pleasure in the society of vicious men.

(૧૯) अध्यात्मज्ञाननित्यत्वं=અધ્યાત્મ–ઇશ્વર સંબંધી જ્ઞાનનો નિત્ય વિચાર. Constant application to spiritual knowledge.

(૨૦) तत्त्वज्ञानार्थदर्शनं= તત્વજ્ઞાનના હેતુ–પ્રયોજનને જોવું–વિચારવું. Realising the end of all true knowledge.

ઉપરના વીસ ગુણો જે ગણાવ્યા તેજ જ્ઞાન છે, અને તે સિવાયની બીજી બધી પ્રવૃત્તિ તે અજ્ઞાન છે. તેરમા અધ્યાયના અગીયારમા શ્લોકમાં જણાવેલું છે કે:—

एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा। १३–११।

અજ્ઞાનની ખાસ વ્યાખ્યા આપવામાં આવી નથી, પરંતુ જ્ઞાન કેટલું છે તે સમજાવી તે સિવાયનું બાકી રહ્યું તે બધુંજ અજ્ઞાન છે. અજ્ઞાન અનંત અને જુદા જુદા પ્રકારનું હોઇને તે ગણાવી શકાય તેમ નહિ હોવાથીજ આ રીતે જ્ઞાનની સમજ આપવામાં આવી હશે. ઉપરના સદ્‌ગુણો તમામ એકી સાથે એકદમ વિકસાવી શકાય તેવા નથી; પરંતુ ધીમે ધીમે તે દિશામાં દરરોજ પ્રયત્ન કરવામાં આવે તો માણસ ઘણો આગળ વધી શકે છે તેમાં તો સહુજ પણ શંકા નથી.

અજ્ઞાન શબ્દની જો કે કોઇ વ્યાખ્યા આપવામાં આવી નથી, છતાં જ્ઞાનના દુશ્મન-ખરા જ્ઞાનનાં વિરોધી કેટલાંક તત્વો જણાવેલાં છે. જ્ઞાનનાં વિરોધી તત્વો પણ જાણવાની ખાસ આવશ્યકતા છે, કારણ કે તે તત્વોનો પરિચય થયા સિવાય તે દૂર કરી શકાતાં નથી; અને જ્યાં સુધી તે દૂર થાય નહિ ત્યાં સુધી જ્ઞાનનો ઉદય થતો નથી, અગર થાય તો તે ઘણોજ ધીમે ધીમે થાય છે.

કામ અને ક્રોધ એ જ્ઞાનના તથા જ્ઞાનીના મોટામાં મોટા દુશ્મન-વિરોધી છે. જ્યાં સુધી માણસમાં કામ હોય અગર ક્રોધ હેય ત્યાં સુધી તેના પર જ્ઞાનનો પ્રકાશ જોઇએ તેટલો પડી શકતો નથી. સત્ય-ખરા-

પારમાર્થિક જ્ઞાનને તથા કામ ક્રોધને અંધારા તથા અજવાળા જેટલો વિરોધ હોય છે. "કામ" એ શબ્દ સંકુચિત અર્થમાં વપરાયલો નથી. સામાન્ય ભાષામાં "કામ" એટલે વિષય ભોગની પ્રબળ ઇચ્છા એવો અર્થ થાય છે, પરંતુ ત્રીજા અધ્યાયના સાડત્રીસમા શ્લોકમાં "કામ" એ શબ્દ બહોળા અર્થમાં વપરાયેલો છે.

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । ३-३७ ।

કામ એટલે કોઈ પણ વસ્તુ—કોઇ પણ ચીજ મેળવવાની વાસના. ક્રોધ એટલે ગુસ્સો એ સામાન્ય અર્થમાં જ વપરાયલો છે.

આ "કામ" તથા "ક્રોધ" નો જ્ઞાન સાથે શું સંબંધ છે તે પણ જોવાનું છે. ત્રીજા અધ્યાયના આડત્રીસમા શ્લોકમાં કહેલું છે કે:—

धूमेनाऽव्रियते वह्नि र्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३-३८ ॥

જેમ ધુમાડાથી અગ્નિ ઢંકાઈ ગયેલો હોય છે, જેમ મેલથી દર્પણ—આરીસો કાચ ઢંકાઈ ગયેલ હોય છે, જેમ ગર્ભ ઓરથી ઢંકાયેલ હોય છે, તે પ્રમાણે "જ્ઞાન" પણ કામ અને ક્રોધથી ઢંકાયેલ છે. જેમ અગ્નિનું યથાર્થ દર્શન કરવું હોય તો ધુમાડાને દૂ

કરવાની-ખસેડવાની-બંધ કરવાની જરૂર પડે છે, તે પ્રમાણે જ્ઞાનનું જો યથાર્થ દર્શન કરવું હોય તો કામ અને ક્રોધ બન્નેને વેગળા કરવા પડે છે. જેમ ઓર ખસેડયા સિવાય બાળક બરોબર જણાતું નથી તેમ જ્ઞાન રૂપ બાળકનાં દર્શન કરવાં હોય તો અજ્ઞાનની ઓર ખસેડવી પડશે. જેમ દર્પણમાં પ્રતિબિંબ સ્પષ્ટ જોવું હોય તો મેલ દૂર કર્યા સિવાય દેખાતું નથી તેમજ જ્ઞાન રૂપ આરીસામાં આત્મ સ્વરૂપનું પ્રતિબિંબ જોવું હોય તો કામ અને ક્રોધરૂપ મળ દૂર કરવા પડશે. આ અધ્યાયના ઓગણચાલીસમા શ્લોકમાં ભગવાન કહે છે કેઃ—

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३-३९॥**

કામ એ જ્ઞાનિનો નિત્યનો વૈરી છે-શત્રુ છે-વિરોધી છે. આ પ્રમાણે હોવાથી જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારે કામ તથા ક્રોધરૂપ શત્રુને જરૂર દૂર કરવા પડશે.

કામ અને ક્રોધ એ બે તત્વો જ્ઞાનના દુશ્મન છે-વિરોધી છે તે વાત તો જાણી, પરંતુ તેથી શું? જ્યાં સુધી કામ અને ક્રોધને મારી નાંખવાનો-દૂર કરવાનો ઉપાય ન સુઝે ત્યાં સુધી શું કામનું? આ

ઉપાય પણ ગીતામાં દેખાડેલો છે, ત્રીજા અધ્યાયના ચાળીશમા શ્લોકમાં આ ઉપાય સૂચવ્યો છે. તેમાં જણાવ્યું છે કેઃ—

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥३-४०॥

ઇંદ્રિય, મન, અને બુદ્ધિએ કામ ક્રોધનાં નિવાસ સ્થાન—રહેવાના ઠેકાણાં છે. જો આ નિવાસ સ્થાન—કામ ક્રોધનાં રહેવાનાં ઠેકાણાં પરજ પહેરો મુકાય—ચોકી રાખી શકાય તો કામ ક્રોધ બહાર આવી શકેજ નહિ. આ કારણને લઇને ત્રીજા અધ્યાયના એકતાળીશમા શ્લોકમાં ઇંદ્રિયનિગ્રહ તેજ કામ ક્રોધને મારી નાંખવાનો—દૂર કરવાનો અકસીર ઉપાય છે તેમ કહેલું છેઃ—

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥३-४१॥

કામ ક્રોધને વશ કરવા માટે—કાબુમાં રાખવા માટે—ઇંદ્રિયનિગ્રહ સિવાય બીજો ઉપાય નથી.

કામ ક્રોધને કાબુમાં રાખવામાં—રોકી રાખવામાં મદદ કરે તેવો એક શ્લોક ગીતાજીના બીજા અધ્યાયમાં છે. આ અધ્યાયના બાસઠમા શ્લોકમાં કામ અને ક્રોધની ઉત્પત્તિનો બહુ સારો ચિતાર આપ્યો છે તેમાં જણાવેલું છે કેઃ—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥२-६२॥

વિષયોનું ધ્યાન કરવાથી, તે વિષય માટે આપણને એક જાતનો સંગ–આકર્ષણ–વાસના ઉત્પન્ન થાય છે. આ સંગના ઉત્પન્ન થવાથી "કામ" ઉત્પન્ન થાય છે. કામ એટલે તે વિષય–સંગવાળો વિષય–પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે. આ કામ, આ ઇચ્છા પાર પાડતાં જે કંઈ વિઘ્ન–અડચણ રૂપ હોય તે પ્રત્યે આપણો ક્રોધ ઉત્પન્ન થાય છે. એક વખતે ક્રોધ ઉત્પન્ન થયો એટલે માણસનું જ્ઞાન-વિવેક બુદ્ધિ તુરતજ ચાલી જાય છે. આ પ્રમાણે હોવાથીજ કામ અને ક્રોધને જ્ઞાનના વિરોધી કહ્યા છે.

ઉપરના શ્લોકપરથી ક્રોધને તથા કામને ઉત્પન્ન થવા દેવાજ ન હોય તો શું કરવું તે જાણી શકાશે. એક વૃક્ષને જો ઉછરવા ન દેવું હોય તો શું કરવું? તેનું બીજ ન રોપવું. કદાચ બીજ રોપાઇ ગયું હોય તો તેને પાણી પાઇને ઉછેરવું નહિ. આ પ્રમાણે જો કામને ઉત્પન્નજ ન થવા દેવા હોય તો સારામાં સારો રસ્તો એ છે કે વિષયનું ધ્યાનજ ન કરવું; કારણ કે ધ્યાન કરવાથીજ સંગ થાય છે, અને સંગથીજ કામ તથા ક્રોધની ઉત્પત્તિ થાય છે. કદાચ ધ્યાન એટલે અમુક વિષયનો વિચાર તો થઈ ગયો તો શું કરવું?

કદાચ વિચાર આવી ગયો તો પછી બીજી સ્થિતિ પર કાબુ રાખવો. સંગ (thought) પછીની બીજી સ્થિતિ કામ–ઈચ્છા–વાસના–આકાંક્ષા (longing, desire, hankering) છે. તેને ઉત્પન્ન થવા દેવી નહિ. આ સ્થિતિ (stage) પણ ચાલી ગઈ હોય તો કામમાં નિરાશા–નિષ્ફળતા થવાથી ક્રોધ થાય છે; તેને થવા દેવા નહિ. કામ અને ક્રોધ એ બે સ્થિતિમાંથી અભ્યાસી–સાધક પસાર થયો એટલે તે મૃત્યુના મુખમાં (danger zone) પેઠા જેવું છે. આ કારણને લઇને શરૂઆતની સ્થિતિમાં મનપર કાબુ મેળવી લેવો.

સંગની (mental contact) શરૂઆત થાય, અમુક ખરાબ વિષય તરફ વિચાર દોડે, કે તુરતજ ત્યાંથી મનને વૈરાગ્યથી અટકાવવું, વૈરાગ્યથી એટલે બાવા બનીને? ના તેમ નહિં. અમુક વિષય–અમુક વસ્તુ જેના તરફ આપાણું મન ખેંચાયું છે તે આપણા સુખનું ખરૂં સાધન છે કે આપણે માની લીધેલું ખોટા સુખનું–મિથ્યા સુખનું મિથ્યા સાધન છે? આ સવાલ આપણી જાતને પુછવાથી ઘણી મદદ મળશે. અમુક વસ્તુ આપણા સત્યસુખનું સાધન નથી તેવો વિચાર આવતાંજ તે વિષય પ્રત્યે આપણો રાગ (attraction) દૂર થઈ, ઉદાસીનતા (indifference) આવે છે.

આ ઉદાસીનતા થતાં તે વસ્તુ તરફથી–તે વસ્તુના વિચાર તરફથી આપણે પાછા વળીએ છીએ. આ જાતનું પરિવર્તન–રાગ મટી વિરાગ ( Repulsion) તેજ રાગની ગેરહાજરી (Absence of attraction) અને તેજ વિરાગ –વૈરાગ્ય ( Loss of attraction–Repulsion ) જેમ ક્રોધથી માણસનો સ્મૃતિ વિભ્રમ (loss of memory –discrimination ) થાય છે તેમ વૈરાગ્યથી માણસનો વિભ્રમ થયો હોય–થવાની તૈયારી થઇ હોય તો પણ તે ઠેકાણે આવી જાય છે. કામ અને ક્રોધના નિરોધનો સૌથી સારો તથા સરળ ઉપાય એ છે કે અસરળ વિષયોનું માણસે ધ્યાન સરખું પણ ધરવું નહિ–અસરળ વિષયોનો વિચાર સરખો પણ કરવો નહિ. આ પ્રમાણે વર્તવાથી કામ ક્રોધના બીજ મનની મહાવાડીમાં રોપાશેજ નહિ: અને તેવા બીજના અભાવે મનો-રાજ્યની શાંતિના સૌંદર્યનો નાશ કરનાર કામ તથા ક્રોધરૂપ રાક્ષસ પેદા થશેજ નહિ. જ્ઞાનના વિરોધી તત્વનો અભાવ થતાં જ્ઞાન આપોઆપ પ્રકાશી નીકળશે.

---

## પ્રકરણ ૩ જું.

# શ્રદ્ધાવાન અને સંયતેંદ્રિય.

આપણી આધુનિક કેળવણીમાં, તેની પદ્ધતિમાં, તે કેળવણી લેનારમાં તથા આપનારમાં, કોઇ જગ્યાએ કાંઈ મોટી ખોટ છે, અમુક ખામીઓ છે: આવા પ્રકારની બૂમ અત્યારે કેવળ હિંદુસ્તાનમાંજ નહિ; પરંતુ આખી દુનિયામાં ચાલી રહી છે. આ ખામી ક્યાં છે, કેવા પ્રકારની છે, તેને સુધારવા શું કરવું તે પ્રબંધે ઘણા મતભેદ છે. આવા મતભેદ–કાર્ય પદ્ધતિ વિષેનો મતભેદ હોવા છતાં, બધી પ્રજા એ વાતમાં તો સંમત છે કે આપણી કેળવણીમાં કંઈક સ્થળે મહાન ત્રુટિઓ ભરાઈ રહી છે.

મનુષ્ય જીવનનો એક અગત્યનો હેતુ તો એ છે કે તેણે પોતે સુખી થવા ઉપરાંત, પોતાના સગાવહાલાને પોતાના પાડોશીને, પોતાના દેશને તથા આખી મનુષ્ય જાતિને સુખી કરવામાં પોતાનાથી બને તેટલો ફાળો, વધારેમાં વધારે ફાળો આપવો. કેળવણીનું આ એક અગત્યનું ધ્યેય, આધુનિક કેળવણીથી સધાતું નથી,

તે વાત ઘણાખરા દેશનેતાઓએ જોઇ છે, જાણી છે, સ્વિકારી છે. જો કાર્યની નિષ્ફળતાથી કારણની નિષ્કૃષ્ટતા સિદ્ધ થતી હોય, તો જે કેળવણીના પ્રભાવે, ઈ. સ. ૧૯૧૪ માં મહાન્ યુદ્ધ સળગ્યું અને આ યુદ્ધની આગમાં દરેક દેશને પોતાના સર્વોત્તમ નર વીરનીઆહુતિ આપવી પડી, તે હકીકતજ આપણી આધુનિક કેળવણીને તકસીર વાર ઠરાવવાને માટે બસ છે. ગત મહાભારત યુદ્ધ, તે દરેક દેશની પ્રજાને પોતાની સંકુચિત રાષ્ટ્ર ભાવના છોડી, સર્વાત્મ ભાવનાના સુશોભીત મંદીર પર ચડવાને પહેલા પગથીયાપર ચડાવવા, કુદરતે મારેલો કારમો પણ જરૂરી ધક્કો-ફટકો હતો. જગતનો બહુજ આગળ વધેલ વર્ગ આ હકીકતથી તદ્દન અજ્ઞાત નથી.

દુઃખ દુર થઈ જતાં દવાની તથા દાકતરની કિમત બહુ ઓછી થઈ જાય છે. આ વિષયમાં પણ તેવુંજ બન્યું છે. મહાન યુદ્ધ નિવૃત્ત પામતાં, દરેક દેશ એક બીજા તરફ ભ્રાતૃભાવનાના લાંબા ભાષણો આપવા લાગ્યો છે. આ પ્રમાણે જ્યારે એક તરફથી ભવિષ્યમાં યુદ્ધ ન થાય, તેના પોકળ ઠરાવો થાય છે; ત્યારે બીજી તરફ ભાવિ યુદ્ધની સંગીન તૈયારી કરવાની હરિફાઈ શરૂ થઇ ગઈ છે. આ પ્રમાણે આપણે જેને નેતા કહીએ-જેને લોક નાયક કહીએ-જેને રાજદ્વારી માણસો

(Politicians, diplomats) કહીએ તે "મુખમેં રામ બગલમેં છુરી." એ કહેવત પ્રમાણે વર્તી રહ્યા છે. આ લોકોના વચનમાં તથા આચારમાં સામ્યતા નથી. આવા દરેક માણસો એક અગર બીજાને દેવ અગર ઇશ્વિરના અવતાર તરીકે માને છે. ખ્રીસ્તીઓ ઇસુના ગુણ ગાય છે-તેને પૂજે છે-તેના ખાતર જાન આપવા પણ તૈયારી બતાવે છે; પરંતુ તેનું ઈસુનું કહ્યું તો કરતાજ નથી. આ આક્ષેપ થોડે ઘણે અંશે દરેક દેશને તથા દરેક જાતને લાગુ પડે છે.

આ પ્રમાણેની વિચાર, વાણી (thought and speech) તથા કાર્ય (action) માં આટલો બધો વિરોધ (Contradiction) શા માટે ? આવી સ્થિતિના ઘણા કારણો હશે; પરંતુ બે કારણો મુખ્ય જણાય છે. પહેલું અને અગત્યનું કારણ એ છે કે એવા લોકોને ઇશ્વરના-ઈસુના-પરમેશ્વરના વચનપર વિશ્વાસ નથી. આવા લોકો જેમ માને છે કે જ્યારે રજા હોય, વાર તહેવાર હોય, પુરસદ હોય ત્યારેજ દેવ મંદિરમાં જઇએ તે ઠીક છે; તેજ પ્રમાણે ઇશ્વરની આજ્ઞા પાળવામાં પણ આવો વર્ગ છે. પોતાની અનુકુળતા જુવે છે. આ વર્ગ ઈશ્વરની આજ્ઞાને -પ્રભુના ઉપદેશને તાબે નહિ થતા, ઈશ્વરી આજ્ઞાને

–પ્રભુના ઉપદેશને પોતાને તાબે અનુકુળ કરવા પ્રયત્ન કરે છે. આવી માનસિક સ્થિતિ (mentalitiy) નું કારણ ખોળવા જઇએ તો જણાશે કે પ્રભુના વચનમાં–ઇશ્વરની આજ્ઞામાં–ધર્મ શાસ્ત્રની આજ્ઞામાં આવા લોકોને લાંબો વિશ્વાસ હોતો નથી.

વિષયભોગની–સુખની–એશ આરામની અત્યંત લાલસા એ ઉપર જણાવેલ આધુનિક કેળવણીની અનિષ્ટ પણ સામાન્ય મનોવૃત્તિનું એક બીજું કારણ છે. આ વિષય લાલસા દરેક માણસ, દરેક પ્રજાનો અધઃપાત કરનારી છે. Civilised Rome was Conquered by barbarians. સુધરેલ રોમ દેશ જંગલીઓથી જીતાયો, એ સત્ય આ બાબતનો ઐતિહાસિક પુરાવો છે. ઉપરની કહેવતમાં સુધરેલ (Civilised) એટલે કેળવણી પામેલ નહિ, પરંતુ એશઆરામમાં આગળ વધેલ–વિષયલાલસાનો લાલચુ દેશ, એ અર્થ ઇતિહાસ તરફ દ્રષ્ટિ કરતાં વધારે બંધ બેસતો લાગે છે.

ધર્મવાકયોમાં–નીતિના નિયમોમાં અશ્રદ્ધા તથા વિષયભોગની અત્યંત લાલસા એ બે દુર્ગુણોએ જગતની ઘણી પ્રજાનો નાશ કર્યો છે. જે સમષ્ટિને–પ્રજાને હાનિકારક હોય તે વ્યષ્ટિને–પ્રજા જનને તેટલુંજ

નુકશાનકારક અજ્ઞાન. આ પ્રમાણે હોવાથી આ બે દોષથી શરૂઆતથીજ બહુ દુર રહેવાની જરૂર છે.

નીતિના નિયમોમાં-ધર્મશાસ્ત્રની આજ્ઞામાં અવિશ્વાસ અને વિષયભોગની—એશઆરામની—શેઠ બનવાની—નોકરોના કે ગુલામોના માલીક બનવાની તીવ્ર ઇચ્છા, જ્યારે એક અભણ—બીન કેળવાયેલ માણસમાં હોય ત્યારે પણ પરિણામ અનિષ્ટ આવે છે; પરંતુ જ્યારે આવી ઇચ્છાની સાથે માણસ ભણેલ હોય—કેળવાયેલ હોય તો પછી વાતજ શી કરવી? કેળવણી—જ્ઞાન—અધિકારના અંગે આવો માણસ વિષય ભોગના સાધનો સહેલાઇથી મેળવી શકે છે; અને જેટલી સહેલાઈથી આવા માણસો પોતાની વિષય લાલસા સ્વચ્છંદી રીતે સંતોષી શકે, તેટલા પ્રમાણમાં તે પોતાની જાતને ખરાબ કરે છે એટલુંજ નહિ; પરંતુ જગતમાં સુખનો સંચાર કરવાને બદલે દુઃખરૂપ દાવાનળ પ્રગટ કરે છે.

જ્ઞાન એક એવી વસ્તુ છે કે જેથી માણસની શક્તિમાં—જ્ઞાનીની શક્તિમાં એક અજબ જેવો વધારો થઈ જાય છે. આવો માણસ ધારે તો ને દુનિયાને બહુ લાભ કરી શકે; પરંતુ એ હકીકત પણ ખરી છે

કે આવો માણસ જો આડે રસ્તે જાય-વિષય ભોગની ક્ષુદ્ર લાલસામાં ખેંચાય તો દુનિયાને દુઃખ પણ બહુ આપે.

એક સામાન્ય માણસને જો એક બંદુક આપવામાં આવે તો તેની શક્તિમાં ઘણોજ તફાવત પડી જાય. આવો માણસ જો બંદુકનો સદ્‌ઉપયોગ કરે તો એકજ માણસ સેંકડો લુંટારાને હાંકી કાઢી, લોકોના જાનમાલનું રક્ષણ કરે. કેટલાએક બદમાસોને પોતાના તાબામાં રાખે-હરામખોરોને હરામખોરી કરતા અટકાવે. આટલે દરજ્જે એક સામાન્ય બંદુકવાળો માણસ પોતાની જાતને ઉચ્ચ કક્ષામાં લઇ જઇ શકે, સમાજની ઉત્તમ સેવા કરી શકે અને હરામખોરોને તેમની મરજી વિરૂદ્ધ પણ ખરાબ કામ કરતાં અટકાવી શકે. આ બધું ત્યારે બને કે જ્યારે માણસ એમ જાણે કે બીજા માણસો કરતાં મારી પાસે એક વિશેષ સાધન બંદુક છે, શસ્ત્ર વિદ્યાનું મને જ્ઞાન છે, લોકોની સુલેહ શાંતિ જાળવવી તે મારી-બંદુકના કબજેદાર તરીકેની -ક્ષત્રિય તરીકેની ફરજ છે. મારો ધર્મ છે. સ્વધર્મપાલન તે શાસ્ત્રનું ફરમાન છે, તેજ શિષ્ટાચાર છે. તેના પાલનથી મારી તથા દુનિયાની ઉન્નતિ થશે તેવા નીતિ શાસ્ત્રના વચનપર તેને સંપૂર્ણ વિશ્વાસ હોવો જોઇએ.

ધર્મશાસ્ત્રની આજ્ઞામાં તેને શ્રદ્ધા હોય તોજ ઉપર જણાવેલ શુભ પરિણામ આવે.

ઉપરનાજ ઉદાહરણનું વિપરીત પરિણામ પણ આવે. બંદુક રાખનાર માણસ પોતાનો ધર્મ ન સમજે પણ એમજ માને કે મારી પાસે બંદુક છે તેથી બીજા શું કરવાના છે? આ પ્રમાણે સમજી તે પોતેજ લુંટફાટ અટકાવવાને બદલે, લુંટફાટ કરવા લાગે, તો આવો માણસ બીજા સામાન્ય ચોરો કરતાં ઘણો, ત્રાસ ફેલાવી શકે. આનું કારણ સ્પષ્ટ છે. બીજા ચોર કરતાં, બંદુકવાળા ચોરની શકિતમાં ઘણોજ વધારો થાય છે. બંદુક વગરના ચોર કરતાં બંદુકવાળો ચોર પોતાની જાતનો સારી રીતે બચાવ કરી શકે; એટલુંજ નહિ પકડવા આવનારના જાન જોખમમાં નાંખી શકે. આ કારણને લઇનેજ હથીયારના પરવાના કાઢવા પડયા છે.

જેમ એક સામાન્ય બંદુકનો પણ સારો તથા માઠો ઉપયોગ થઈ શકે છે, તો પછી જ્ઞાનનો પણ સારો તથા માઠો ઉપયોગ થાય તેમાં નવાઈ નથી. એક બંદુકની શક્તિ કરતાં જ્ઞાનની શકિત અનંત છે. આપણી આધુનિક કેળવણીમાં પણ તેમ બન્યું છે. આપણે વિદ્યાર્થીઓને જ્ઞાન રૂપ અસિથી ( Sword of Knowledge ) સજ્જ તો કર્યા. આપણો આશય-

કેળવણીનો આશય સમાજ સેવકો (social servants) તૈયાર કરવાનો હતો. સમાજની સેવા વધારે સારી રીતે કરી શકે-લોકોમાં સુખ, સુલેહશાંતિ પ્રસરાવી શકે તેવા બનાવવા-તેવા થવાની શક્તિ વધારવા આપણે વિદ્યાર્થીને જ્ઞાનરૂપ તવારરથી સજ્જ કર્યા; પરંતુ તેઓ લોકોનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવા લાગ્યા-લોકોના સેવક બનવાને બદલે શેઠ બન્યા. આપણો કેળવાયેલ વર્ગ સેવા કરવાની ધગશવાળો નથી; પરંતુ સેવા કરાવવા તત્પર છે. જે જ્ઞાનનું પોતે દર્શન કર્યું છે તે જ્ઞાનની પોતાના બીજા કેળવાયેલ વર્ગને ઝાંખી કરાવવા ઉત્સુક નથી; પરંતુ તેમને આંધળા કહી ખાડામાં નાંખવા તત્પર છે. કેળવણીનું આ નહિ ધારેલું અને વિપરીત પરીણામ આવ્યું છે. અલબત દુનિયામાં બધાજ જો આવા હોય તો દુનિયા ચાલેજ નહિં. કેળવાયેલ માણસો જગતમાં મુઠ્ઠીભર હોવા છતાં પણ દુનિયા ટકાવી-રાખી રહ્યા છે. આવા પુણ્યશ્લોકી મહાપુરૂષોના સંબંધમાં બધાને માન હોય; પરંતુ આધુનિક કેળવણીએ-હાલના જ્ઞાને-ઉપર ચોટીયા કેળવણીએ-ધર્મ વગરની કેળવણીએ, ઘણાખરા માણસોને વિષય લાલસા તરફ તથા એશઆરામ તરફ વાળ્યા છે, એ હકીકત ભુલી જવી જોઈતી નથી. દુનિયાની આધુનિક સ્થિતિ પણ આ કારણને લઈનેજ ઉભી થઈ છે.

કેળવણીનો-જ્ઞાનનો ઉચ્ચ આશય બાજુપર રહી જાય અને પ્રજાનું નાવ આડે રસ્તે ન ચડી જાય, તેટલા માટે ભગવાન વ્યાસે ઘણીજ અગમચેતી વાપરી છે. ભગવાન વ્યાસ પ્રત્યે જેટલો હિંદુઓને પૂજ્ય ભાવ છે, શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રત્યે હિંદુઓને જે માન છે, તેટલો પૂજ્ય ભાવ તથા તેટલું માન અન્ય દેશના લોકોને ભગવાન વ્યાસ પ્રત્યે અગર ગીતા પ્રત્યે ન હોય તે સ્વાભાવિક છે. આ પ્રમાણે હોવા છતાં પણ શ્રીમદ્ ભગવદ્ગીતાની દ્રષ્ટિથી કેટલાએક રાજદ્વારી તથા સામાજીક પ્રશ્નનો ઉકેલ થાય તો આવો ઉકેલ -નિકાલ, હાલના કરારનામા કરતાં વધારે ચિરકાલ પર્યંત રહે તેવો તથા વધારે સુખકર રીતે લાવી શકાશે. જ્ઞાન આપતાં પહેલા-કેળવણી આપતાં પહેલાં વિદ્યાર્થીમાં કયા ગુણો પહેલા પ્રકટાવા તે ભગવાન વ્યાસે બહુજ સ્પષ્ટતાથી કહ્યું છે. આ પદ્ધતિથી કાર્ય કરવાથી, કેળવણીની જે ખરાબ અસર થઈ છે અગર થવાનો ભય રહે છે; તે દુર થાય છે; એટલુંજ નહિ પણ કેળવણીની સારી અસર થવી જોઇએ તે અસર ભગવાન્ વ્યાસની સુચના ધ્યાનમાં રાખવાથી વધારે સારી અને વધારે સત્વર થઈ શકે છે.

કેળવણી લેવાની-જ્ઞાની થવાની હરેકને ઇચ્છા

હોય; પરંતુ કેળવણી લેતાં–પહેલાં જ્ઞાન પ્રાપ્ત કરતાં પહેલાં વિદ્યાર્થીએ નીચેના ગુણો ખીલવવા જોઇએ.

**श्रद्धावाँ ल्लभते ज्ञानं, तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शांति, मचिरेणाधि गच्छति ॥ ४-३९.**

જ્ઞાની થતાં પહેલાં-જ્ઞાન પ્રાપ્ત કરતાં પહેલાં જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શ્રદ્ધા રાખવી જોઇએ–શ્રદ્ધાવાન થયા ઉપરાંત તેમણે સંયતેંદ્રિય–પોતાની ઇંદ્રિયોપર કાબુ રાખતાં શીખવું જોઇએ. આ ઉપરાંત અભ્યાસીમાં તત્પરતાની પણ જરૂર છે. આ પ્રમાણે જ્ઞાનના અભ્યાસીમાં શ્રદ્ધા (faith) તત્પરતા (Intentness) અને સંયતેંદ્રિયતા (Control of senses) એ ત્રણ ગુણોની ખાસ અગત્ય છે.

આ ઉપરાંત જ્ઞાન માર્ગના અભ્યાસીને બીજી પણ સુચના ભગવદ્ગીતામાં આપવામાં આવી છે.

**इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३–३४**

રાગ, દ્વેષ, એ ઇંદ્રિયના વિષયો (objects of senses) છે. આ બેના કાબુમાં કોઇએ જવું નહિ; કારણ કે જ્ઞાનમાર્ગમાં આ વિઘ્નરૂપ છે.

જ્ઞાનમાર્ગની પ્રાપ્તિમાં શ્રદ્ધા (faith) એ બહુ અગત્યનું તત્વ છે. જ્ઞાનમાર્ગ જેવા ઉપયોગી અભ્યાસમાં શ્રદ્ધાની જરૂર છે તેટલુંજ નહિ પરંતુ સામાન્ય કામમાં પણ શ્રદ્ધાની ઘણી જરૂર પડે છે. શ્રદ્ધા એ બહુજ ઉપયોગી તત્વ હોવાથી, ભગવદ્‌ગીતામાં શ્રદ્ધાત્રય વિભાગ યોગ નામનો એક ખાસ અધ્યાય રાખવામાં આવ્યો છે. આ આખા અધ્યાયપર શરૂઆતમાં સાધકે નજર નાંખી જવાની જરૂર છે.

શ્રદ્ધા એટલે વિશ્વાસ (confidence. faith) અગર ભરૂસો (trust). આવા પ્રકારનો વિશ્વાસ માણસમાં કેમ ઉત્પન્ન થાય? કયા કયા વિષયોમાં–બાબતોમાં ઉત્પન્ન થાય? ક્યારે ઉત્પન્ન થાય? કયા માણસમાં કેવા પ્રકારની શ્રદ્ધા હોય છે? આ બધા પ્રશ્નોનો વિચાર ગીતામાં બહુ ટુંકાણથી પણ બહુ સારી રીતે કરવામાં આવ્યો છે.

માણસનો જેવો અનુભવ (experience) હોય તેવા પ્રકારની તેની શ્રદ્ધા થાય છે. એક વખત અમુક માણસથી અગર અમુક ચીજથી ઠગાયેલા માણસને ફરીથી પણ તે માણસ તથા ચીજથી ઠગાવાની ધાસ્તી રહે છે, "દુધનો દાઝેલો છાશ પુંકી પુંકીને પીવે." એ સામાન્ય કહેવત આટલે દરજ્જે ખરી છે. આ

પ્રમાણે માણસની શ્રદ્ધા ડગી જાય છે-ઓછી થાય છે -નાશ પામે છે.

અમુક માણસનાપર આપણે શ્રદ્ધા રાખીએ-ભરૂસો મુકીએ અને તેમ કરવાથી આપણે ઠગાઇએ નહિ તો આપણી શ્રદ્ધા દ્રઢ થતી જાય છે. આવા માણસમાં ભવિષ્યમાં વિશેષ શ્રદ્ધા મુકવાની આપણી ટેવ વધારે મજબુત બને છે.

सत्वानुरुपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो, यो यच्छ्रद्धः स एव सः ॥ १७-३

દરેક માણસની શ્રદ્ધા સત્વાનુરૂપા (Shaped-formed according to his own nature-experience-intelligence) હોય છે. પુરૂષ વાસ્તવિક રીતે શ્રદ્ધા-મય (faith formed) હોય છે. જેવી શ્રદ્ધા તેવોજ પુરૂષ થાય છે. સત્ પુરૂષની શ્રદ્ધા-વિશ્વાસ સારી બાબતોમાં-ઉચ્ચ વિષયોમાં હોય છે; જ્યારે ક્ષુદ્ર બાબતમાં શ્રદ્ધા રાખવાની ટેવ તે ક્ષુદ્ર પ્રકૃતિની નિશાની છે. આ સિદ્ધાંત, ગીતાજીમાં વિશેષ સ્પષ્ટતાથી સમજાવેલો છે.

यजंते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ १७-४

સાત્વિક પુરૂષોની શ્રદ્ધા દેવમાં હોય છે—સાત્વિક વૃત્તિના માણસ દેવોને પૂજે છે. રાજસિક વૃત્તિના માણસો યક્ષ અને રાક્ષસને પૂજે છે. તામસ વૃત્તિના માણસો પ્રેત અને ભૂતગણને પૂજે છે. આ શ્લોકપરથી જણાય છે કે માણસનો પૂજ્યભાવ તેની શ્રદ્ધાનાપર આધાર રાખે છે. ઉચ્ચકક્ષાના માણસોને ઉચ્ચપુરૂષો તથા દેવો પ્રત્યે પૂજ્યભાવ હોય છે; જ્યારે હલકા મનુષ્યોનો પૂજ્યભાવ હલકી વસ્તુ તથા હલકા માણસો પ્રત્યે હોય છે.

શ્રદ્ધા કયા માણસોમાં રાખવી તે અગત્યનો સવાલ છે. જગતમાં કરોડો મનુષ્યો તથા કરોડો પુસ્તકો છે. આ બધા ઘણીવાર એક એકથી વિરૂદ્ધ વાતો કરે છે. આ પ્રમાણે હોવાથી સામાન્ય મનુષ્યની બુદ્ધિ ગુંચવાય તે સ્વાભાવિક છે. આવા પ્રકારની ગુંચવણનો ઉકેલ કરવા ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्ये व्यवस्थितौ।**
**ज्ञात्वाशास्त्र विधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ १६-२४**

આ પ્રમાણેની સ્થિતિ હોવાથી કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવામાં શાસ્ત્રને—ધર્મશાસ્ત્રનેજ પ્રમાણભૂત માનવા આવા ધર્મશાસ્ત્રોમાં શું કહેવામાં આવેલું છે તે જાણ્યા બાદ તે પ્રમાણે કાર્ય કરવું.

શ્રદ્ધા નિશ્ચલ થતાં–અડગ થતાં માણસનો કાર્ય કરવાનો ઉત્સાહ આપોઆપ વધી જાય છે. ઉત્સાહ વધતા; માણસની "તત્પરતા" ( Intentness, Readiness to work ) પણ આપોઆપ વધી જાય છે. આ પ્રમાણે થવાથી શ્રદ્ધા માણસમાં કાર્ય કરવાની શક્તિની (driving force) ઉત્પાદક થાય છે. કાર્ય શક્તિ વધતા કાર્યસિદ્ધિ પણ તાકીદથી થાય છે.

"સંયતેંદ્રિયતા" એ ત્રીજો ગુણ છે. સંયતેંદ્રિયતા એટલે ઇંદ્રિયનિગ્રહ. જેમ જેમ માણસમાં ઉત્સાહ તથા કાર્યશક્તિ વધારે તેમ તેમ માણસને ઇંદ્રિયનિગ્રહની વધારે જરૂર છે. ધીમે ધીમે મુસાફરી કરતાં ગાડામાં કદાચ બળદની લગામ ઢીલી હોય તો ચાલે; કારણ કે તેનો વેગ ઓછો છે અને તેથીજ તેને ધારીએ ત્યારે જલદીથી અટકાવી શકાય છે. ઘોડાગાડીનો વેગ તેથી વધારે માટે તેને વધારે સારી લગામ અગર કાબુની જરૂર છે. "મોટરકાર" તથા આગબોટનો વેગ તેથી પણ વધારે અને તેથી તેને સારા "બ્રેક" (brake) અગર સુકાનની જરૂર છે. આ પ્રમાણે જેમ જેમ વાહનનો વેગ વધતો જાય તેમ તેમ તેને વધારે અને વધારે કાબુ ધરાવનાર લગામ અગર તેવીજ યોજનાની જરૂર છે. આ સિદ્ધાંત સામાન્ય

મનુષ્યને પણ લાગુ પડે છે. જેનામાં કાર્યશકિત વધારે તેનાપર વધારે મજબુત અને તાત્કાલીક અસરકારક કાબુની જરૂર છે. આ કાબુ ઇંદ્રિય નિગ્રહ–સંયતેંદ્રિયતા વગર મેળવી શકાય નહિ.

સંયતેંદ્રિયતાની ખામીને લઇને–ઇંદ્રિયનિગ્રહના અભાવને લઇને મહાન્ પરાક્રમી પુરૂષોની અવનતિ થયાના ઇતિહાસમાં ઘણા દાખલા છે. રાવણ એ ઓછો પરાક્રમી પુરૂષ ન હતો; છતાં ઇંદ્રિયનિગ્રહના અભાવે, સીતા માતામાં કામાસક્ત થવાથી, રાવણની તથા લંકાની પાયમાલી થઈ. રામાયણ વાંચતાં જણાશે કે રાવણમાં પરાક્રમની તથા જ્ઞાનની ખામી ન હતી. તેનામાં ઇંદ્રિયનિગ્રહનો અભાવ હતો. ગ્રીક દેશમાં પણ એક "હેલન" નામની સ્ત્રીના સંબંધમાં રામાયણ જેવોજ કીસ્સો બન્યો હતો. આ ઉપરાંત આવા અનેક દ્રષ્ટાંતો છે કે જેનાથી એમ સહેલાઇથી તારવી શકાય કે જ્ઞાન પ્રાપ્ત કરતાં–સત્તા મેળવતા પહેલાં સંયતેંદ્રિયતા નહિ મેળવવાથી બહુજ પાયમાલી થઈ છે. આ કારણને લઇને ભગવદ્ગીતામાં જ્ઞાન પ્રાપ્ત કરતા પહેલાં–જ્ઞાનથી મળતી અગાધ શકિત પ્રાપ્ત કરતા પહેલાં સંયતેંદ્રિયતા પ્રાપ્ત કરવાનું કહેવામાં આવ્યું છે.

સંયતેંદ્રિયતા નહિ રાખવામાં આવે તો શું પરિણામ આવે તે પણ ગીતાજીમાં બતાવવામાં આવ્યું છે. બીજા અધ્યાયમાં કૃષ્ણચંદ્ર કહે છે કેઃ—

**इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांमसि ॥ २ ६७ ॥**

ઇંદ્રિય નિગ્રહ કરવાને બદલે, જે માણસ પોતાની ઇંદ્રિયોને વિષયોમાં ભટકવા દે અને જો મન પણ તેમાં સામીલ થાય તો જેમ પવનથી પાણીમાં વહાણુ ઘસડાઇ જાય છે તે પ્રમાણે માણસની વિવેક બુદ્ધિ, (discrimination) પણ ઘસડાઇ જાય છે-વિવેક બુદ્ધિનો નાશ થાય છે. સંયતેંદ્રિય નહિ મેળવવાથી કેવા માઠા પરીણામ આવવા સંભવ છે તેનો આ શ્લોકમાં બહુ સારો ચીતાર આપવામાં આવ્યો છે.

ઇંદ્રિયો વિષયાસક્ત થતાં, જો મન તેની સાથે સામીલ થાય તો માણસની પ્રજ્ઞા-વિવેક બુદ્ધિ નાશ પામે છે. વિવેક બુદ્ધિનો નાશ થવા ન દેવો હોય તો ઇંદ્રિયોને વિષયાસક્ત થવા દેવી નહિ-સંયતેંદ્રિય થવું. મુદ્દાનો પ્રશ્ન એ ઉઠે છે કે ઇંદ્રિયોને વિષયાસક્ત થતાં કેમ અટકાવવી? આ ઘણાજ અગત્યના સવાલનો નિર્ણય ગીતાજીમાં સારી રીતે કરવામાં આવ્યો છે. આ વિષયમાં કહ્યું છે કેઃ—

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३ ३४ ॥

આ શ્લોકપરથી જણાશે કે રાગ (attraction) અને દ્વેષ (Repulsion) એ બેજ જ્ઞાનીને અટકાવનાર -અંતરાય કરનાર છે. અમુક વસ્તુ તરફ રાગ (love, attraction, desire) અગર દ્વેષ (Repulsion, Hatred) ઉત્પન્ન થતાં માણસના "સમત્વ" (mental equilibrium) ના નાશ છે. શુદ્ધ સત્યના પૂજારીને માટે--જ્ઞાનના અભ્યાસીને માટે "સમત્વ" એક અગત્યનો ગુણ છે. આપણને એક વસ્તુ ગમે તેટલી સારી-મોહક -આકર્ષક લાગે અગર અમુક વસ્તુ ગમે તેટલી-ખરાબ -કંટાળો ઉપજાવનાર લાગે તો પણ માણસે-જ્ઞાન માર્ગના અભ્યાસીએ એમ જાણવું કે સ્વભાવથી કોઇ પણ વસ્તુ સારી અગર ખરાબ છેજ નહિ, ફક્ત સારા અગર ખરાબ વિચારરૂપ રંગથી આપણે તે વસ્તુને-વિષયને રંગીને આપણે વસ્તુને આકર્ષક કે વિકર્ષક બનાવીએ છીએ. (Nothing is good or bad unless thinking makes it so) આ પ્રમાણે વસ્તુના શુદ્ધ સ્વરૂપનો વિચાર કરવાથી તેના પ્રત્યેનો રાગ અગર દ્વેષ ઓછો થાય છે-શાંત પડે છે. અમુક વસ્તુ પ્રત્યે રાગ. (attraction) હોય છે; તો ઉપરના

વિચારથી તે વસ્તુ પ્રત્યે વિરાગ. (absence of attraction) થાય છે. જે રાગને માટે કહ્યું છે તે દ્વેષને પણ લાગુ પડે છે. દ્વેષમાંથી (Hatred) પહેલાં વિચાર કરી ઉદાસીનતા (indifference) માં આવવું. તે પ્રમાણે કરવ.થી દ્વેષ ઓછો થાય છે-શ.ંત પડે છે-દૂર થાય છે. આ પ્રમાણે રાગ અને દ્વેષ દૂર થતાં માણસમાં આપોઆપ સમભાવ-વસ્તુનું યથાર્થ સ્વરૂપ જોવાની શક્તિ આવે છે. આવી શક્તિ પ્રાપ્ત કર્યા પછીજ જ્ઞાનના પુણ્યમય પ્રદેશમાં પગ મુકવાથી અભ્યાસી સત્વર આગળ વધી શકે છે. આવા અભ્યાસીને માટે "આરૂઢ પતિત" (fallen from the high)-આગળ વધ્યા બાદ પાછા પડવાનો ભય રહેતો નથી. આવા માણસની હંમેશાં ઉત્તરોત્તર ઉન્નતિજ થતી જાય છે. આવો માણસ પોતે સુખી થાય છે-તેને શાંતિ મળે છે. જેમ એક ફુવારો તેની પાસે આવનારને પણ શાંતિ આપે છે તેમ આવો માણસ પોતાના પરિચીત અગર પ્રદેશના માણસોને સુખનું-શાંતિનું સ્થાન થાય છે. જ્ઞાન પ્રાપ્ત કરવું એટલે આપણી જાતને, આપણા સગાવહાલાંઓને, આપણા દેશને, આખી દુનિયાને વિશેષ અને વિશેષ ઉપયોગી થવું તે. જ્ઞાનીનો હંમેશનો આ ઉચ્ચ આશય હોય છે. રાગ દ્વેષ દૂર કરવાથી જ્ઞાનીનો આ આશય જલદીથી ફળીભૂત થાય છે-જ્ઞાની એક કલ્પવૃક્ષ જેવો થાય છે.

---

## પ્રકરણ ૪ થું.

---

# અંતિમ તત્વ—બ્રહ્મ.

આપણે બધા, ગમે તેટલા જુદાજુદા દેખાતા હોઇએ, છતાં, તાત્વિક દ્રષ્ટિથી જોતાં એકજ તત્વમય છીએ. પર્વત, પાણી, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્યની વચ્ચે ગમે તેવો તથા ગમે તેટલો અંતરાય જણાય છતાં પારમાર્થિક દ્રષ્ટિથી જોતાં આ બધા એકજ તત્વના રૂપાંતર છે. દેખાતી ભિન્નતાના પડદા પાછળ એક અજબ જેવી સામ્યતા રહેલી છે. (There is a fundamental identity behind apparent diversity.) ભિન્નભાવ ઓછો કરી, આપણી સ્વાભાવિક સામ્યતા અનુભવવી તેજ જ્ઞાન.

આ સામ્યતા કઈ? આ અંતિમ તત્વ કયું? એક અંતિમ તત્વમાંથી આ સૃષ્ટી કેમ ઉપજી તે જાણવું, જોવું, જોઈને તે પ્રમાણે વ્યવહાર કરવો તે મનુષ્ય જીંદગીનું અંતિમ આદર્શ છે. આ આદર્શ પાર પાડતા પહેલાં અંતિમ તત્વની ઓળખાણ કરવાની જરૂર છે. જો આ તત્વની બરોબર ઓળખાણ થાય,

તેની એક વખત ઝાંખી થાય, તો પછી તેને ભુલી જઈ શકાય તેવું નથી. દરેક દેશમાં, દરેક યુગમાં આ અંતિમ તત્વની કેટલાએક નરવીરોએ ઝાંખી કરી છે. આવા અંતિમ તત્વની ઝાંખી કરનાર મહા પુરૂષોને કેટલાક લોકો મહાત્મા કહે છે, કોઈ તેને દેવ, રૂષિ અગર મુનિ કહે છે, કોઈ તેને ઇશ્વરના ફીરસ્તા કે પુત્ર કહે છે. આ પ્રમાણે જુદા જુદા નામથી તેનો વ્યવહાર કરે છે. અંતિમ તત્વની ઝાંખી જુદા જુદા દેશમાં, જુદે જુદે સમયે થયેલા હોવાથી, તે અંતિમ તત્વનું વર્ણન પણ તે તે દેશની ભાષામાં તે તે વખતના કામને તથા તે વખતના લોકોના માનસિક વિકાસને અનુસરી કરવામાં આવ્યું છે. આ પ્રમાણે વર્ણનની ભાષા તથા પદ્ધતિમાં ભેદ હોવા છતાં અંતિમ તત્વમાં કશો ફેર પડતો નથી. જેમ અમુક માણસને કોઇ પીતાની સંજ્ઞાથી બોલાવે, કોઈ પુત્ર, પતિ કે મિત્રની સંજ્ઞાથી ઓળખે છે તથા બોલાવે છે છતાં વાસ્તવિક રીતે માણસ એકજ છે; તેજ પ્રમાણે આ અંતિમ તત્વને એક અગર બીજા નામથી સંબોધવાથી તેના પારમાર્થિક સ્વરૂપમાં ફરક પડતો નથી.

આ અંતિમ તત્વનું વર્ણન ગીતાજીમાં બહુ સારૂં આપેલું છે. આ વર્ણન કોઈ પણ જાતના મત, પંથ

અગર સંપ્રદાયને અનુસરી અપાયું નથી. ગીતાજીમાં આપેલું વર્ણન આ અંતિમ તત્વનો સારો ખ્યાલ આપી શકે તેમ છે. વાસ્તવિક રીતે આ તત્વનું સંપૂર્ણ વર્ણન કરવું તે તદ્દન અશક્ય છે; છતાં આ અંતિમ તત્વનો ખ્યાલ આપવાને માટે કોઈ પણ વર્ણન આપવાની જરૂર પડે તો ગીતામાં કરવામાં આવેલ વર્ણન ઉત્તમ છે. આ વર્ણન ઉત્તમ હોવાનું મુખ્ય કારણ તો એ છે કે તે વર્ણન અર્થસૂચક તથા કાર્યસૂચક છે.

આ અંતિમ તત્વને કેટલાએક માણસો આત્મા પણ કહે છે. ગીતાજીમાં કહ્યું છે કે—

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥१५ ७॥**

મારો–શ્રીકૃષ્ણ પરમાત્માનો–આત્માનો એક અંશ –ભાગ, જીવ રૂપે પ્રગટ થાય છે અને તેની આજુબાજુ પ્રકૃતિમાં ઢંકાયેલ પાંચ ઇંદ્રિય અને છઠ્ઠા મનને પોતાના તરફ ખેંચે છે. આ શ્લોકપરથી સમજાશે કે આત્માનો એક અંશ (part) તે બીજરૂપ (Seed, nucleus) છે. જેમ નાના સરખા વડના બીજમાં એક મહાન વટવૃક્ષ થવાની શક્તિ છે તે પ્રમાણે આત્માના અંશમાં આત્મા થવાની ગુપ્ત શક્તિ રહેલી છે. જેમ અગ્નિના

એક તણખામાં, અગ્નિના તમામ ગુણ રહેલા છે, તેમ આત્માના એક અંશમાં પણ આખા આત્મ તત્વના તમામ ગુણ રહેલા છે. આ હકીકત શરૂઆતમાંજ ધ્યાનમાં ઠસાવવાની જરૂર છે.

હરેક ઉત્પન્ન થયેલ પદાર્થ એકજ તત્વમાંથી ઉત્પન્ન થએલ છે તેટલુંજ નહિ પરંતુ તેના ઉત્પાદક (creator) પણ એકજ છે. આ વિષયમાં ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ १०-८ ॥**

હું-શ્રીકૃષ્ણ પરમાત્મા સવ ભૂતપ્રાણીનો ઉત્પાદક છું. મારામાંથીજ સર્વ ભૂતપ્રાણીની ઉત્પત્તિ થાય છે. ડાહ્યા માણસો આ ભાવથીજ પરમેશ્વરને ભજે છે. વિભૂતિ યોગ નામના અગીયારમા અધ્યાયમાં જે જે ઉદાહરણો આપવામાં આવ્યા છે તે પણ આ અંતિમ સત્ય બરોબર સમજાવવા તથા બરોબર ઠસાવવાને માટેજ અપાયેલાં છે.

એક આત્મામાંથી-એક એક આત્મતત્વમાંથી-બ્રહ્મમાંથી-પુરૂષોત્તમમાંથી-અવ્યયમાંથી-અવિનાશીમાંથી આ સર્વ સ્થાવર જંગમ પ્રાણી તથા સચરાચર જગત

ઉત્પન્ન થયું છે. આ સિદ્ધાંત કેવળ હિંદુ ધર્મમાં છે એમ નથી. જગતના તમામ મહાન ધર્મગ્રંથોમાં એક અગર બીજા શબ્દમાં આ સિદ્ધાંત સ્વિકારવામાં આવ્યો છે. વિજ્ઞાન ( science ) માં આગળ વધતા પાશ્ચિમના દેશો, શરૂઆતમાં ધર્મના આ અગત્યના સિદ્ધાંતને હસી કાઢતા. રસાયણ શાસ્ત્ર ( chemistry ) ની શોધ કરતાં પશ્ચિમના લોકોએ પોતાની ભુલ જોઈ છે. શરૂ-આતથી જે સિદ્ધાંત સ્વિકારવાની ના કહેવામાં આવતી હતી, તે સિદ્ધાંત હવે વિજ્ઞાનની દ્રષ્ટિથી પણ સત્ય છે તેમ સમજાવવા તથા સ્વિકાર કરવાની શરૂઆત પશ્ચિમમાં પણ થઇ ચુકી છે.

પૃથ્વી, પર્વત, પાણી, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્ય શરીરનું રસાયણ શાસ્ત્રની પદ્ધતિથી પૃથક્કરણ (chemical analysis) કરતાં જણાયું—સાબીત થયું છે કે આ દેખાતી વિચિત્રતા પાછળ ઘણીજ સામ્યતા રહેલી છે. જ્યારે રૂષિ મુનિઓ કહેતા કે આ સઘળું જગત એક તત્વમાંથી-બ્રહ્મમાંથી બનેલું છે ત્યારે કેટલાક લોકો હસતા. આ લોકોને હવે વિજ્ઞાન (chemistry ) કહે છે કે હીરામાં તથા કોલસાના કકડામાં ગમે તેટલો તફાવત હોય; પરંતુ અંતિમ તત્વો (elements) ની દ્રષ્ટિથી તપાસતાં બંન્ને એકજ છે.

જેમ જેમ આ શોધખોળ આગળ વધતી જાય છે તેમ તેમ હિંદુ ધર્મશાસ્ત્રના સનાતન સિદ્ધાંતો કેટલા અનુભવ સિદ્ધ તથા આગળ વધેલા છે તે દીન પર દીન વિશેષ અને વિશેષ જગજાહેર થતું જાય છે. સર જગદીશચંદ્ર બોઝની શોધ ખોળના પરીણામે, આપણા સનાતન ધર્મના સિદ્ધાંતને ઘણીજ પુષ્ટી મળી છે. જગતમાં પૃથ્વી, પાણી, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્યમાં એકજ ચૈતન્ય ( life ) વ્યાપી રહ્યું છે તે હકીકત શરૂઆતથીજ સનાતન ધર્મમાં જણાવેલી છે. આ સિદ્ધાંતને પશ્ચિમના દેશો પહેલા બહુ માનતા ન હતા. હાલ તે સ્થિતિ બદલાઇ છે. વિજ્ઞાનમાં આગળ વધેલ મહારથીઓએ હવે જાહેર કર્યું છે કે જે જીવન (life) મનુષ્યમાં છે, તેજ જીવન વનસ્પતિ અગર લોખંડ જેવા ખનિજ વર્ગમાં પણ છે. આ પ્રમાણે હવે ધર્મ (religion) અને વિજ્ઞાન (science) એક બીજાની નજીક આવતા જાય છે. પશ્ચિમના જડવાદપ્રધાન શાસ્ત્રોને તથા પ્રજાને પણ હિંદુ ધર્મશાસ્ત્રનું જ્ઞાન-ગાંભીર્ય હવે સમજાયું છે અને સમજાતું જાય છે.

આ અંતિમ તત્વને ( basic element ) હાલ પણ જુદા જુદા નામ અપાય છે. આ તત્વને હિંદુ

ધર્મશાસ્ત્રમાં બ્રહ્મ કહેવાયું છે. કોઈ તેને આત્મા પણ કહે છે. વિજ્ઞાનમાં પણ તેને જીવન તત્વ (life) એવું નામ આપવામાં આવ્યું છે. રસાયણ શાસ્ત્રો તેને (element) કહે છે. નામ માત્રમાં ફેર હોવાથી તત્વની દ્રષ્ટિએ ફેર પડતો નથી. હિંદુ ધર્મશાસ્ત્રના આ વિષયના કેટલાએક ગ્રંથો વાંચ્યા બાદ જો વિજ્ઞાનના છેલ્લામાં છેલ્લા પ્રસિદ્ધ થયેલ પુસ્તકો વાંચવામાં આવે તો હિંદુ ધર્મના આ અગત્યના સિદ્ધાંતનું રહસ્ય બરોબર સમજી શકાય તેમ છે. કેવળ અંધશ્રદ્ધા (blind faith, prejudice) કરતાં આવા પ્રકારની માન્યતા તે એક આગળ વધેલા વર્ગની બુદ્ધિપૂર્વકની શ્રદ્ધા (enlightened understanding) છે. આવા પ્રકારની માન્યતાથી માણસના આચારમાં સુધારો થાય છે. આવી માન્યતાવાળો માણસજ-સમાજને જગતને બહુ ઉપયોગી થઈ પડે તેમ છે. આવો જ્ઞાનીજ જગતમાં જ્ઞાનનો ફેલાવો કરી શકશે.

આવું જ્ઞાન (enlightened understanding) કેમ નથી થતું? આ પ્રશ્નનો પણ વિચાર કરવાની જરૂર છે. આ બાબતનો વિચાર કરતાં જણાય છે કે એક તત્વમાંથી આ સઘળું જગત બનેલું છે તે સિદ્ધાંત આપણા રોજના વ્યવહારિક અનુભવથી ઉલટો લાગે છે.

આપણા રોજના જીવનમાં, આપણી આજુબાજુની વસ્તુ-ઓમાં આપણે એટલો બધો ભેદ જોઇએ છીએ, કે આપણી પ્રત્યક્ષ આંખે દેખાતી ભેદ બુદ્ધિ આપણે દૂર કરી શકતા નથી. જ્યાં સુધી ભેદ બુદ્ધિ રહે છે ત્યાં સુધી ઐકય બુદ્ધિ ઉપજતી નથી,

આ ભેદ બુદ્ધિ દુર કરી, ઐકય બુદ્ધિ (sense of unity) ઉપજાવવા આપણા શાસ્ત્રમાં ઘણા દ્રષ્ટાંતો આપેલા છે. કરોળીયો તથા જાળનું દ્રષ્ટાંત, કનક તથા કુંડળનું દ્રષ્ટાંત, કુંભાર તથા ઘડાનું દ્રષ્ટાંત, વટવૃક્ષ તથા વટબીજનું દ્રષ્ટાંત વિગેરે ઘણા દ્રષ્ટાંતો આપેલા છે. આ ઉપરાંત ગીતાજીમાં પણ સૂત્રમાં રહેલા પારાનું દ્રષ્ટાંત, આકાશમાં વિચરતા વાયુનું દ્રષ્ટાંત વિગેરે ઘણા દ્રષ્ટાંતો આપેલા છે. સાહિત્યની દ્રષ્ટિએ જોતાં આ દ્રષ્ટાંતો ઉત્તમ છે; છતાં આ દ્રષ્ટાંતો વારંવાર અપાતા હોવાથી તેની અસર ઓછી થઈ ગઈ છે. આ કારણને લઇને આ સિદ્ધાંત સમજાવવા બીજા આધુનિક અને હાલના જમાનાના લોકો સહેલાઈથી સમજી શકે તેવા દ્રષ્ટાંતો આપવાની જરૂર છે.

હાલના જમાનામાં, દરેક શહેરમાં મ્યુનીસીપેલી-ટીના પાણીના બાંધકામો (municipal water works)

હોય છે. આ સગવડને લઇને દરેક ઘરમાં પાણીના જુદા જુદા નળ હોય છે. આ પ્રમાણે મળતું પાણી કેટલાએક પીવાના ઉપયોગ માટે લે છે, કેટલાક તે પાણીથી કપડાં ધુવે છે, કેટલાક આ પાણીથી બગીચા બનાવે છે, કેટલાક આ પાણીમાંથી ફુવારા બનાવે છે, કેટલાક આ પાણીમાંથી ઘર બંધાવે છે, કેટલાક આ પાણીને ગરમ કરી, વરાળથી વરાળયંત્ર (steam engine) ચલાવે છે, કેટલાક પાણીમાંથી બરફ બનાવે છે. આ પ્રમાણે પાણીના જુદા જુદા ઉપયોગ કરવામાં આવે છે. જેમ એકજ ટાંકી (reservoir) માંથી આવતા પાણીમાંથી દરેક ઘરમાં જુદું જુદું જોડાણ થઇ, જુદી જુદી નળી મારફત પાણી આવે છે; તેજ પ્રમાણે આત્મા—આત્મ તત્વ, એક મહાન ટાંકી સમાન છે. જેમ એક ટાંકીમાંથી જુદા જુદા નળમાં પાણી જાય છે; તેમજ એક આત્મ તત્વમાંથી જુદા જુદા શરીરમાં જીવન પ્રવાહ (life current, wave) ચાલી રહ્યો છે. સામાન્ય મનુષ્ય જુદા જુદા નળમાંથી આવતા પાણીને ભલે જુદું માને; પણ જે લોકો "એંનજીનીયર" છે—જેઓ વિજ્ઞાની છે, જેઓને જ્ઞાન થયું છે, તેઓ તો આ દેખાતી ભિન્નતાની પાછળ રહેલ ઐક્ય તરફજ—ટાંકી તરફજ દ્રષ્ટિ રાખે છે.

ટાંકીમાંથી નીકળતા પાણીનું ઘણી વખત રૂપાંતર પણ થાય છે. માટીની અંદર રહેલ પાણી મલીન છે. માટી તથા પાણીનો સંયોગ થતાં, પાણી નામ નીકળી જઇ "કાદવ" એવી જુદીજ સંજ્ઞા અપાય છે. બીજી તરફ કોઇ હુશીયાર ચીતારો પાણીને રંગમાં મેળવી એક સુંદર છબી ચીતરે છે. આ ચીત્રમાં પણ પાણી છે; છતાં આ પાણી માટીના સાથે મળેલ પાણી કરતાં વાસ્તવિક રીતે જુદું નહિ હોવા છતાં, દેખાવમાં બહુજ જુદું લાગે છે. કાદવમાં તથા ચીત્રમાં સરખાપણું નથી; છતાં બંન્નેમાં પાણી તો એકજ છે. આ પ્રમાણે હોવાથી પાણીને માટે એમ કહેવાય છે કે "પાણીકા રંગ કૈસા? જીસમેં મીલાવો એસા." પાણીનો રંગ જેમાં તેને મેળવીએ તેવો થાય છે.

પાણીના સંબંધમાં કહેવામાં આવેલી ઉપલી કહેવત, આત્મ તત્વને પણ લાગુ પડે છે. આત્માને રંગ, રૂપ, ગુણ કંઇજ નથી. પાણીની માફક આત્મ તત્વને પણ જેની સાથે મેળવવામાં આવે—જેની સાથે આત્માનો સંયોગ થાય, તેના જેવું તેનું રૂપ થાય છે. આત્માનો એક અંશ પથ્થર સાથે મળવાથી તે હીમાલય કહેવાય છે, જે અંશ હીમાલયમાં પથ્થર રૂપે છે

તેજ અંશ પ્રકાશ રૂપ ધારણ કરી (Same light) સૂર્યમાં તથા ચંદ્રમામાં પ્રકાશી રહે છે. પત્થર, પશુ, પ્રાણી તથા મનુષ્યમાં પણ તેજ અંશ પ્રકાશે છે. આ ભિન્ન ભિન્ન દેખાતું જગત્ આ એકજ અંશમાંથી ઉત્પન્ન થાય છે. આ દેખાતી વિચિત્રતા–વિષમતા–ભિન્નતાની પાછળ એક અદ્‌ભુત સામ્યતા–એકતા, અનન્યતા રહેલી છે. આ સિદ્ધાંતનું સ્પષ્ટીકરણ ભગવદ્ ગીતાના વિભૂતિ યોગ તથા વિશ્વરૂપદર્શન યોગમાં કરવામાં આવ્યું છે. આ સિદ્ધાંત ધ્યાનમાં રાખી ઉપરના બે અધ્યાય વાંચવામાં આવશે તો તેમાંથી કંઇક નવાજ પ્રકાશ પડશે.

આ આખી સૃષ્ટિ કોઈ એક તત્વમાંથી બનેલી છે, તે સિદ્ધાંત સ્પષ્ટ કરવા હજી પણ બીજું ઉદાહરણ આપવું પડશે. હાલના સમયમાં દરેક મોટા શહેરમાં વીજળીના (electricity) કારખાના (Power houses) છે. અત્યારે તો વીજળીક બળથી (electric power) તથા તેના જુદા જુદા ઉપયોગથી આપણે એટલા બધા પરિચીત થઇ ગયા છીએ કે આ બળના જુદા જુદા ઉપયોગ તરફ આપણું ધ્યાન એકદમ ખેંચાતું નથી. વિજળીના ઉપયોગનું જેને કંઇ પણ જ્ઞાન ન હોય તેવા એકાદ બાળકને, તથા ગામડાના

કોઇ અજ્ઞાન ખેડુતને મુંબઇ જેવા શહેરમાં લઇ જઇએ તો તેની માનસિક સ્થિતિ કેવી થાય તેનો ખ્યાલ કરવાની જરૂર છે.

આવા માણસને આપણે કહીએ કે જે વિજળીક બળથી આપણો દીવો બળે છે, તેજ બળથી રસોઈ થાય છે, તેજ બળથી ચાહ થાય છે, તેજ બળથી મીલો ચાલે છે, તેજ બળથી તાર ચાલે છે, તેજ બળથી ઘરે બેઠા બેઠા "રેડીઓ" મારફત ગાયન સંભળાય છે. આ બધી વસ્તુ તેને બતાવવામાં આવે અને કહીએ કે આ બધું એકજ જાતના વીજળી બળથી થાય છે; તો તે હકીકત તેને ગળે ઉતરશે નહિ–તેને ખરી લાગશે નહિ. આ બાબતનું કારણ પણ સ્પષ્ટ છે. બત્તીમાં બળતી વીજળી તેજસ્વી છે, જ્યારે પંખામાં કામ કરતું વીજળી બળ તેજસ્વી નથી. રાંધવામાં વપરાતું વળી તેથી જુદું છે, મીલમાં કાર્ય કરતું બળ જુદાજ સાંચા મારફત કામ કરતું હોવાથી સામાન્ય–અજ્ઞાન મનુષ્યને તેનો ફક્ત ભેદજ જણાશે. આવો માણસ આ બધા પાછળ ઐક્ય (unity) છે તે જોઇ શકશે નહિ.

જેમ સામાન્ય બાળકને અગર અજ્ઞાન ખેડુતને ઉપરની હકીકત સત્ય હોવા છતાં તેને ગળે ઉતરતી

નથી, તેમ આપણે પણ આત્મતત્વના વિચારમાં ઘણા અજ્ઞાન હોવાથી, આપણા શાસ્ત્રોમાં કહેલ આ સિદ્ધાંત સર્વાંશે સત્ય હોવા છતાં, આપણને એકાએક ગળે ઉતરતો નથી. જેમ વીજળીનું ઐક્ય દેખાડવા, અજ્ઞાન માણસને કેટલીએક સમજણની તથા અખતરાની જરૂર છે; તેમ આ સઘળું જગત્ એક આત્મ તત્વમાંથી થયું છે, તે સિદ્ધાંત સમજવા—આપણા મનમાં ઠસાવવા આપણને કેટલોક વિચાર કરવો પડશે; તથા નિરીક્ષણ કરવાની ટેવ પાડવી પડશે.

આત્મા એ નામ જાણવાથી બસ નથી. આ એક આત્મ તત્વના એટલા જુદા જુદા નામ છે, અને આવા દરેક નામના એટલા જુદા જુદા અર્થ છે કે જ્યાં સુધી આપણે આત્મતત્વની—બ્રહ્મની તેના સ્વરૂપથી (nature and function) અને કાર્યથી પીછાન ન કરી શકીએ ત્યાં સુધી આપણું જ્ઞાન વ્યવહારીક થશે નહિ. ઉપર ચોટીઆ તથા પાપટીયા જ્ઞાનથી કંઈજ અર્થ સિદ્ધ થતી નથી. આ કારણને લઇને જ્ઞાન માર્ગના અભ્યાસીએ શરૂઆતમાં જરા મહેનત લઈ, આ આત્મતત્વનું ખરૂં સ્વરૂપ ઓળખી રાખવાની જરૂર છે.

આ બ્રહ્મતત્વ—આત્મ તત્વને દરેક ધર્મ ગ્રંથમાં જુદા જુદા નામ આપેલા છે. ગીતા જેવા નાનકડા

ગ્રંથમાં તેના જુદી જુદી જગ્યાએ જુદા જુદા નામ આપેલા છે. આવા જુદા જુદા નામ તે બ્રહ્મ તત્વના જુદા જુદા ગુણ તથા કાર્યને ઉદ્દેશીને આપેલા છે. આ તત્વનું સંપૂર્ણ તથા યથાસ્થિત વર્ણન કરવું તે તો અસંભવિત છે. સાક્ષાત વેદોમાં પણ તેવું વર્ણન કરી શકાયું નથી. શરૂઆતના અભ્યાસીને આ તત્વનું–તેના કાર્યનું કંઈક ભાન થાય તેટલા માટે આ તત્વના જુદા જુદા નામો આપેલા છે.

જે એક તત્વમાંથી આ બધું જગત્ ઉત્પન્ન થયેલું છે, જે અંતિમ તત્વમાં આખું જગત્ કાળાંતરે પરિણામ પામવાનું છે, તે તત્વના ગીતાજીમાં જુદાજુદા નામ આપેલા છે. ગીતાજીમાં આ અંતિમ તત્વના ઘણા નામ આપેલા છે; તે બધામાંથી અગત્યના તથા અર્થસૂચક નામ નીચે જણાવ્યા પ્રમાણેનાં છે:—

| અધ્યાય. | શ્લોક. | નામ. | અર્થ. |
|---|---|---|---|
| ૨ | ૧૬ | सत्; | real-existent, abiding-enduring. |
| | | असत्, | unreal, illusary, non-existent, non-abiding, not enduring. |

| અધ્યાય. | શ્લોક. | નામ. | અર્થ. |
|---|---|---|---|
| ,, | ૧૭ | अविनाशी. | Indestructible. |
| ,, | ૧૮ | शरीरिण: | શરીરમાં રહેનાર. આત્મા, dweller in the body. Soul. |
| ,, | ૩૦ | देहि, | દેહમાં-શરીરમાં રહેનાર:—dweller in the embodied self, Soul, Spirit. |
| ૪ | ૬ | भूतानामीश्वर. | ભૂતોના ઈશ્વર. Lord of all creatures. |
| ,, | ૨૪ | ब्रह्म. | બ્રહ્મ. Braham. વધવાના-પ્રસરવાના સ્વભાવવાળું તત્વ. The Substance which dilates-expands in all directions. |
| ૫ | ૧૫ | विभु= | વિભુ. વ્યાપક પરમેશ્વર. Omnipresent God. |
| ,, | ૨૯ | सर्वलोक महेश्वर. | સર્વ લોક-દુનિયાના મોટા ઈશ્વર. The great lord of all worlds. |

| અધ્યાય. | શ્લોક | નામ. | અર્થ. |
|---|---|---|---|
| ૭ | ૧૦ | बीजं मां सर्वभूतानां | સર્વ ભૂતપ્રાણીનું બીજ. The seed-the cause of all creation-creatures. |
| ,, | ૧૩ | अव्यय. | વ્યય–ખચાય નહિં–ખૂટે નહિં તેવું. Inexhaustible; Immutable, Imperishable. |
| ૮ | ૩ | अक्षर. | અક્ષર, અવિનાશી. Imperishable, Undecaying. |
| ,, | ૨૧ | अव्यक्त. | અવ્યક્ત. Unmanifested. |
| | | परमां गति | =પરમ--ઉચ્ચ ગતિ. Highest path. |
| ૯ | ૧૧ | भूत महेश्वर– | ભૂત મહેશ્વર. The great Lord of all creatures. |
| ,, | ૧૮ | अव्यय बीज. | અખૂટ ઉત્પત્તિ સ્થાન Inexhaustible store house. |

| અધ્યાય. | શ્લોક. | નામ. | અર્થ. |
|---|---|---|---|
| ૧૦ | ૮ | अहं सर्वस्य प्रभवो. | હું સર્વનો ઉત્પાદક છું. I am the generator of all creatures, Originator. |
| ૧૧ | ૩૮ | पुरुषः पुराणः | પુરાતન પુરુષ. ancient-primeval man. |
| ,, | ૪૩ | पिताऽसि लोकस्य चराचरस्य. | સ્થાવર અને જંગમ—ચર અને અચર લોકના—જગતના પીતા. Thou art the father of all the worlds moving and unmoving. |
| ૧૨ | ૩ | कूटस्थ. | કુટસ્થ. અવિચળ. Rock-seated, Unchanging. |
| ૧૩ | ૧ | क्षेत्रज्ञ—શરીરને જાણનાર. | Knower of the body, soul. |
| ૧૫ | ૭ | परमात्मा-પરમાત્મા. | Highest self. |
| ,, | ૧૮ | पुरुषोत्तम—પુરૂષોત્તમ. | Highest self. |

ઉપરનાં જુદાં જુદાં નામો પરથી જણાશે કે વાસ્તવિક રીતે પરમાત્મતત્વ–બ્રહ્મતત્વ એકજ હોવા છતાં ગુણ તથા કાર્યને લઇને તેના જુદા જુદા નામ પડેલા છે. આ બધાં જુદાં જુદાં નામ કોઈ એક અમુક ગુણ (function) વ્યક્ત કરે છે.

ઉપર જણાવેલ દરેક નામ કયો કયો ગુણ તથા કયું કયું કાર્ય વ્યક્ત કરે છે તે જાણવાની તથા સમજવાની ખાસ જરૂર છે. "સત્" એટલે હંમેશા જેનું અસ્તિત્વ રહે તેવું તત્વ. આત્મતત્વ–બ્રહ્મ તત્વ આવું તત્વ હોવાથી તેને સત્ કહ્યું છે. "સત્" હોય તેનો નાશ થઈ શકે નહિ; તેથી બ્રહ્મ તત્વને "અવિનાશી" કહેવામાં આવ્યું છે. બ્રહ્મ તત્વને "અક્ષર" નામ આપેલું છે તે પણ આ કારણને લઇનેજ અપાયું છે.

આ અવિનાશી–અક્ષર–સત્ તત્વ દરેક શરીરમાં–દેહમાં રહે છે તેથીજ તેને "શરીરિણ" તથા "દેહિ" એવા નામ અપાયા છે. દેહનો–શરીરનો નાશ થાય પણ "શરીરિણ–દેહિ" નો નાશ થાય નહિ તેથીજ તે અક્ષર કહેવાય છે. જે અક્ષર હોય તે અવ્યય પણ હોવું જોઇએ. વળી જે તત્વ અવ્યય હોય–જેના ભાગ પાડી શકાય નહિ તેવા તત્વને શસ્ત્રથી પણ છેદી

શકાય નહિ તેમજ અગ્નિથી બાળી શકાય નહિ. આ પ્રમાણે આ તત્વમાં કોઈપણ કારણથી ફેર નહિ થતો હોવાથી તેને "વિભુ" એવી સંજ્ઞા અપાઇ છે. વળી આ તત્વ વિભુ હોવાથી—સર્વવ્યાપક હોવાથી તે બધે પ્રસરી રહે તેવું—છે. આ ભાવ "બ્રહ્મ" ની સંજ્ઞાર્થી વ્યકત થાય છે. સર્વ શરીર—સર્વ ભૂતપ્રાણી—સર્વ દેહિનો નાશ થયા છતાં આ તત્વનો નાશ નહિ થતો હોવાર્થી તે "સર્વ ભૂત મહેશ્વર" છે. આવા અવિનાશી તત્વમાંથી સર્વ ભૂતપ્રાણી ઉત્પન્ન થાય તેર્થી તે "સર્વ ભૂતપ્રાણીનું બીજ" કહેવાય છે. આ તત્વ દરેક ભૂતપ્રાણીમાં છે; છતાં દેખાતું નથી તેથી તેને "અવ્યકત" કહેલું છે. આવું તત્વ દરેક પ્રાણીમાં હોવાથી તે "આત્મા" કહેવાય છે. દરેક વ્યકિતગત્ આત્માથી પણ પર હોવાથી આ તત્વને ઘણીવાર "પરમાત્મ તત્વ" કહેલું છે.

આવું તત્વ—સત્—સનાતન—અવ્યય—અવિનાશી—અક્ષર—અવ્યકત સામાન્ય મનુષ્યની બુદ્ધિમાં એકાએક ઉતરી શકે નહિ. સામાન્ય મનુષ્યની આ મુશ્કેલી દૂર કરવા આ અવ્યકત (Unmanifested) તત્વને વ્યકત (manifest) કરવા સામાન્ય મનુષ્યને સમજાવવા ઘણા ખરા ધર્મમાં આ તત્વને મૂર્ત સ્વરૂપ (Concrete form) આપવામાં આવ્યું છે. આવા તત્વના મૂર્ત

સ્વરૂપને (manifested form–idol) કોઈ કૃષ્ણ કહે છે; તો કોઈ ક્રાઈસ્ટ કહે છે. કોઈ મહાદેવ કહે છે છે, તો કોઈ બ્રહ્મા કહે છે. ટુંકમાં દરેક ધર્મના લોકોએ પોતાના અનુયાયીઓની બુદ્ધિ તથા સગવડનો વિચાર કરી એક અગર બીજું નામ આપેલું છે. આ પ્રમાણે મૂર્ત સ્વરૂપ–મૂર્ત પૂજાનું ખરૂં રહસ્ય તેની પાછળ રહેલ અવ્યક્ત, અવિનાશી, સર્વ વ્યાપક તત્વનો સામાન્ય લોકોને અનુભવ કરાવવો તેજ છે. મૂર્તિ પૂજાની ખરી અગત્યતા આ રહસ્યમાં છૂપાઈ છે. આ રહસ્ય ધ્યાનમાં રાખી મૂર્તિપૂજા કરનારની સત્વર ઉન્નતિ થાય છે. આ સિદ્ધાંત દ્રષ્ટિથી દૂર કરી મૂર્તિપૂજા કરવામાં આવે તો તેવી પૂજા પ્રતિમા પૂજનનું (Idol worship) ઉતરતું સ્વરૂપ પકડે છે. આ પ્રમાણે હોવાથી પ્રત્યેક ઉપાસનામાં તથા દેવ પૂજનમાં તેનો અંતિમ હેતુ ધ્યાનમાં રાખવાથીજ તેની ફળસિદ્ધિ થાય છે,

આ અંતિમ તત્વ–બ્રહ્મ તત્વ–આત્મ તત્વ સમજાવવા ગીતામાં ઘણો પ્રયાસ કરવામાં આવ્યો છે. જુદી જુદી દ્રષ્ટિથી જુદે જુદે ઠેકાણે જુદા જુદા શબ્દોમાં આ તત્વનું વર્ણન કર્યું છે. સામાન્ય મનુષ્યને આ વર્ણન વિચિત્ર લાગે છે; પરંતુ સહજ વિચાર કરતાં આ બાબતની અગત્ય તથા ઉપયોગ જણાઈ આવશે.

ગીતાજીમાં આપેલા ક્રિમસના નામનો સંપૂર્ણ વિચાર કરી મનન કરવું. ત્યારબાદ બીજા અધ્યાયના સોળથી ત્રીસ સુધીના શ્લોક વાંચી જવાથી તથા તેમાં કરેલ વર્ણનનું મનન કરવાથી આ અંતિમ તત્વનો માણસને સારો ખ્યાલ આવશે.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ २–१६ ॥
अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ २–१७ ॥

ઉપર જણાવેલ શ્લોકપરથી જણાશે કે આ તત્વ સત્ છે. અવિનાશી છે.

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्व भारत ॥ २–१८ ॥

શરીરિણ, અનાશિન, નિત્ય, અપ્રમેય (matchless uncomparable.)

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ २–१९ ॥
न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा
भविता वा न भूयः । अजो नित्यः शाश्व-
तोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ २–२० ॥

આ તત્વ "અજ" (unborn, beginningless) નિત્ય, શાશ્વત, તેમજ પુરાણ છે.

वेदाऽविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ २१ ॥
वासांसि जीर्णानि यथा विहाय नवानि
गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि
विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ २–२२ ॥
नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ २–२३ ॥

આ તત્વને શસ્ત્રો છેદી શકતા નથી. (Invulnerable), અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવી શકતો નથી. પવન શોષી શકતો નથી.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २–२४ ॥

આ કારણને લઇને આ તત્વ "અચ્છેદ્ય." "અદાહ્ય," "અક્લેદ્ય" (immutable) "અશોષ્ય" (undryable) "નિત્ય" તથા "સર્વગત્" (Omni present). "સ્થાણુ" (stable), અચળ (immovable) તથા સનાતન છે.

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २-२५ ॥

આ તત્વ અવ્યક્ત, અચિંત્ય (unthinkable) "અવિકાર્ય" (immutabl) કહેવાય છે.

तथैव चान्यः । आश्चर्यवच्चैनमन्यः शृणोति । २-२९ ।

આ તત્વ કેટલાકને આશ્ચર્ય પમાડે તેવું છે, તથા કેટલાક તેને જુવે છે તથા તેના વિષે સાંભળે છે; છતાં તેને સમજી શકતા નથી. (incomprehensible)

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ २-३० ॥

દરેક શરીરમાં રહેલો દેહી "અવધ્ય" (invulnerable) છે, અને આવું અવધ્ય તત્વ દરેક શરીરમાં છે.

આ તત્વની શરૂઆતમાંજ ઓળખાણ કરવી—આ તત્વને ઓળખવું તે બહુ અગત્યનું છે. ઉપરના શ્લોક સાથે શ્રીમદ્ ભગવદ્ગીતાના વિભૂતિયોગ, તથા વિશ્વરૂપ દર્શન યોગ નામના દશમા તથા અગીયારમા અધ્યાય વાંચવાથી વધારે સગવડ પડશે; તથા સ્પષ્ટ સમજ પડશે.

બ્રહ્મ તત્વ, અંતિમ તત્વ, અવ્યય, અમૂર્ત, છે તેથી તે તત્વને સમજાવવા ઘણાક ઉદાહરણો, આપવામાં આવ્યા

છે. ઉદાહરણોનો ઉપયોગ કરવામાં-તેમને લાગુ પાડ-વામાં ખાસ કાળજી રાખવાની જરૂર છે. ઉદાહરણો વ્યકત સ્વરૂપના-મૂર્ત વસ્તુના (concrete things) હોય છે; છતાં તેનો અમૂર્ત (Abstract) તથા અવ્યકત અંશ-ભાગજ ધ્યાનમાં લેવાની જરૂર છે. આ આત્મ તત્વની સમજણ પડતાં ઘણા પ્રયાસ તથા બુદ્ધિબળ અને વિચારની જરૂર પડશે. તે સિવાય ચાલશે નહિ. આ પ્રમાણે હોવા છતાં શરૂઆતમાં દરકાર રાખવામાં આવશે તો ઝાઝી મુશ્કેલી પડશે નહિં. અંતિમ તત્વ-બ્રહ્મ તત્વનું ખરેખર જ્ઞાન તેજ જ્ઞાનયોગના અભ્યાસીને આગળ વધવાનું પહેલું પગથીયું છે. તે પ્રાપ્ત કર્યા પછીજ ઉચ્ચ સ્થાન-દિવ્ય ધામની પ્રાપ્તિ થાય છે.

---

## પ્રકરણ ૫ મું.

---

# વિજ્ઞાન-એકમાંથી અનેક.

વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન. વિજ્ઞાન એટલે કાર્ય-પધ્ધતિનું જ્ઞાન. જ્ઞાનને આચારમાં ઉતારી શકાય, સમજ્યા પ્રમાણે કાર્ય કરી શકાય, જાણ્યા પ્રમાણે

વ્યવહાર કરી શકાય ત્યારે વિજ્ઞાન પ્રાપ્ત થયું કહેવાય. જ્ઞાન હોય ત્યાં સુધી અંધશ્રદ્ધા ( Blind faith. superstition, ) છુપાઈ રહેવાનો અવકાશ રહે છે. વિજ્ઞાન એ વ્યવહારૂ જ્ઞાન ( Practical knowledge, Knowledge appled to every day life. ) હોવાથી તેની કાર્યપદ્ધતિમાં અંધશ્રદ્ધા અગર ભૂલને છુપાઈ રહેવાનું સ્થાન મળતું નથી.

ગણિતશાસ્ત્રમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકારના હિસાબ હોય છે. આ હિસાબ ખરો છે તે નક્કી કરવા તેનો તાળો મેળવવામાં આવે છે. જો તાળો મળી રહે તો હિસાબમાં ભૂલ નજ હોઇ શકે. આ પ્રમાણે વિજ્ઞાન પણ એક પ્રકારનો તાળો મેળવવા જેવું છે. આમ કરતાં જ્ઞાનમાં કંઇ પણ ભૂલચુક–ખોટી માન્યતા છુપાઈ રહી હોય તો તે તુરતજ જણાઈ આવે છે. સોનામાં કંઈપણ હલકી ધાતુ હોય તો તે દૂર કરવા તેને તપાવવામાં–ગાળી નાંખવામાં આવે છે. આ પ્રમાણે જ્યારે તપાવી–કસોટી કરી, જ્ઞાનના મેલ દૂર કરવામાં આવે ત્યારે તે વિજ્ઞાન થાય છે. સોના તથા કુંદનમાં જેવો તફાવત છે તેવોજ જ્ઞાન તથા વિજ્ઞાનમાં છે. શુદ્ધ કરેલું–ભૂલ વિનાનું બનાવેલું જ્ઞાન તે વિજ્ઞાન. કોઈ પણ પ્રકારના અજ્ઞાનનો–ભૂલનો અભાવ અને બાણેલ

જ્ઞાનને વ્યવહારૂ બનાવવાની શકિત માણસમાં આવે ત્યારે તે "વિજ્ઞાની" (Scientist.) થયો તેમ કહેવાય છે.

વિજ્ઞાનમાં ભૂલને અવકાશ નહિ હોવાથી તેમજ અમુક સિદ્ધાંતો વ્યવહારૂ બનાવવાની શકિત હોવાથી, વિજ્ઞાનની સમજ તે બહુ આગળ વધેલા માણસની શ્રદ્ધાના (Enlightened understanding.) જેવી છે. વિજ્ઞાનીના આચાર તથા વિચારમાં ફેર ન હોય. વિજ્ઞાનીના મનમાં અમુક પ્રકારની માન્યતા–શ્રદ્ધા–વિશ્વાસ ઉત્પન્ન કરતાં સમય લાગે પરંતુ એક વખતે જો તેની અમુક માન્યતા થઇ તો તે માન્યતા પ્રમાણે તેનો આચાર તથા વ્યવહાર ચાલ્યાજ કરે. વિજ્ઞાન અને પોપટીયા જ્ઞાનમાં આટલો મહાન તફાવત છે. હજારો પોપટીયા જ્ઞાનીઓથી પ્રજાને તથા દેશને ફાયદો નથી. પરંતુ જો એક પણ વિજ્ઞાની પેદા થાય તો તે સમસ્ત દેશની પ્રકૃતિને સારી અને ઉચ્ચ દિશામાં વહન કરાવી શકે છે.

જ્ઞાનીમાંથી વિજ્ઞાની કેમ થવાય તેની કાર્યપદ્ધતિ તરફ પણ સહજ નજર નાંખવાની જરૂર છે. પહેલાંના પ્રકરણમાં આપણે પાણીની ટાંકીના તથા વીજળીના જે

ઉદાહરણો લીધા હતા તેનોજ વિશેષ વિચાર કરવાથી કાર્યપદ્ધતિની રૂપરેખા જણાશે.

એક અજ્ઞાન માણસ કે જેણે જીંદગી સુધી કુવામાંથી ખેંચીને પાણી પીધું હોય, તેને પાણીની ટાંકી ( Reservoir ) પાસે લઇ જઇ એમ કહીએ કે આ ટાંકીમાંથી દરેક જુદા જુદા નળમાં દરેક જુદે જુદે ઘરે પાણી જાય છે; તો તે હકીકત પહેલા તો તેને ગળે ઉતરશે નહિ. અજ્ઞાનીની-બીન કેળવાયેલની આવી માન્યતાનું કારણ સમજવું મુશ્કેલ નથી. પાણીની ટાંકી તથા ઘરના નળ જુદે જુદે સ્થાને છે, તેમનો ઘાટ-આકાર જુદો જુદો છે. આ પ્રમાણે અજ્ઞાની માણસને તો ફક્ત તેમની ભિન્નતાજ નજરે પડે છે; જ્યારે તેનું ખરૂં ઐક્ય તેને દ્રષ્ટિગોચર થતું નથી. આવા માણસને ઐક્યનો સિદ્ધાંત સમજાવનાર પ્રત્યે કદાચ માન હોય તો તેને એક એવી ભાવના થાય કે આ વાત ખરી હશે. આવી ભાવના તદન અસ્પષ્ટ હોય છે. આવી ભાવનાથી માણસના વ્યવહારમાં ફેરફાર થતો નથી. આ અસ્પષ્ટ ભાવનાને સ્પષ્ટ બનાવવી હોય તો આવા માણસને પાણીની ટાંકી દેખાડયા ઉપરાંત, જુદા જુદા પાણીના નળો પણ દેખાડવા પડે છે. તેને પાણી લઇ જવાની બંધ કરવાની તથા મોટા નળમાંથી નાના નળ

કાઢી શહેરમાં કેવી રીતે લઇ જવામાં આવે છે તે બધી કાર્યપદ્ધતિ તથા સામગ્રી દેખાડવી પડે છે. આ બધુ બતાવવા કેટલીએક વાર જમીનમાં દટાયેલ સાંચા કાર પણ તેને જમીન ખોદી બતાવવું પડે છે. આ પ્રમાણે જે થાય તોજ અમુક સત્યમાં તેને શ્રદ્ધા બેસે છે તેને વિશ્વાસ આવે છે. આ પ્રમાણે થયા બાદ માણુસનું જ્ઞાન હતું તે વિજ્ઞાનના રૂપમાં ફેરવાઈ જાય છે આમ થયા બાદ તે માણુસ જે સગવડ મોટા શહેરમાં છે; તેવી પોતાના ગામડામાં દાખલ કરવા ઉત્સુક થાય છે સમય તથા સાધન મળતાં તે માણુસ આ સગવડ ગામ લોકોને પુરી પાડે છે.

"વેટર વર્કસ" ના ઉદાહરણુને જે હકીકત લા પડે છે તેજ કાર્યપદ્ધતિ પ્રમાણે વિજળીની શકિત જુ જુદા યંત્રદ્વારા જુદી જુદી જગ્યાએ જુદું જુદું કાર્ય ક રહી છે. આ બધી કાર્યપદ્ધતિ અખતરા સાથે ગામડાના અભણુ માણુસને પણુ બતાવવામાં આવે, શરૂઆતમાં તેની ગમે તે માન્યતા હોય છતાં પણુ આખરે સ્વિકારે છે કે જુદી જુદી જગ્યાએ જુદું જુ કાર્ય કરતું વિજળીક બળ દેખાવમાં ગમે તેટલું ભિ ભિન્ન હોય છતાં સ્વભાવે (In reality) એકજ છે

જેમ જીંદગી સુધી કુવામાંથી પાણી ખેંચીને પીનાર ગામડાના લોકને "વોટર વર્કસ" ની મહાન્ શક્તિની ખબર પડતી નથી; જેમ જીંદગીથી કોડીયામાં દીવો બાળી વૃદ્ધાવસ્થાએ પહોંચેલ ડોસીમાને વિજળીક બળની ખબર પડતી નથી; જેમ શરૂઆતમાં એકડો ઘુંટનાર કુમળા બાળકને ખબર નથી હોતી કે આ એકડા ( Unit ) પર મોટા ગણિતશાસ્ત્રનો આધાર છે; તે પ્રમાણે સામાન્ય મનુષ્યનું અજ્ઞાન, બીજી દિશામાં તે ગમે તેટલો ભણેલો હોય છતાં પણ, ધાર્મિક બાબતમાં ગામડાના ખેડુત જેટલું, વૃદ્ધ ડોસીમા જેટલું, કુમળા બાળક જેટલુંજ હોય છે.

આપણા સુધરેલા કહેવાતા મનુષ્યોને પણ ધર્મનું વિજ્ઞાન હોતું નથી. તેમને કદાચ આર્ય ધર્મપર શ્રદ્ધા હોય છે; તો પણ તે શ્રદ્ધાએ એ જ્યાં સુધી વિજ્ઞાનનું રૂપ પકડયું નથી ત્યાં સુધી તેવી અંધશ્રદ્ધા બહુ ઉપયોગી થતી નથી. સાનુકુળ વિચાર તથા યોગ્ય વાતાવરણને અભાવે શ્રદ્ધા, અશ્રદ્ધાનું રૂપ પકડે છે અગર તો અંધશ્રદ્ધા થઈ જાય છે. અશ્રદ્ધા-નાસ્તિકપણું જેટલે દરજ્જે નુકશાનકારક છે તેટલે દરજ્જે અંધશ્રદ્ધા ( Blind faith ) પણ નુકશાનકારક છે. અંધશ્રદ્ધામાં પડેલો માણસ થોડીજ મુદતમાં વહેમ

(Superstition) તરફ ઘસડાય છે. આ પ્રમાણે થતાં જેને આપણે ધર્મ–આપણી ઉન્નતિનું સાધન માનીએ છીએ તે રૂપાંતર પામતાં પામતાં કેવળ વહેમ રૂપે રહેછે. જેમ કથીરથી સોનાની ગરજ પુરી પાડી શકાતી નથી; તેમ અંધશ્રદ્ધા અગર વહેમ ધર્મની ગરજ પુરી પાડી શકે નહિ. વાસ્તવિક રીતે વહેમ પરંતુ આપણે ભૂલથી માની લીધેલ ધર્મ, આપણી ઉન્નતિ કરવાને બદલે અવનતિ કરેછે. આ પ્રમાણે થતાં આપણે આપણી ભુલ ભરેલી માન્યતાને દોષ નહિ આપતાં, ધર્મ ભાવનાને દોષ આપીએ છીએ. આ પ્રમાણે ધર્મને બદલે વહેમ, વહેરથી અધોગતિ, અધોગતિથી ધર્મ પ્રત્યે અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે. આ કુંડાળું (Vicious Circle) ચાલ્યાજ કરેછે. આપણા ધર્મશાસ્ત્રનું સારી રીતે સંપાદન કરેલ વિજ્ઞાન તેજ આ કુંડાળામાંથી બહાર નીકળવાની કુંચી છે. આપણી ઘસાતી જતી ધર્મભાવનાને સજીવન કરવાને "વિજ્ઞાન" એજ અમુલ્ય ઔષધ છે.

એક બ્રહ્મતત્વમાંથી આ બધું જગત થયું છે; આપણે બધા તેજ તત્વમાં મળી જઇશું; આ જગતનો ઉત્પાદક એકજ પરમેશ્વર પિતા છે; આપણે બધા તેના બાળકો છીએ; એક પિતાના પરિવાર હોવાથી આપણે

સઘળા સહોદર છીએ-ભાઇઓ છીએ-એક રૂપ છીએ; આ સિદ્ધાંત-આ સત્ય કંઇ નવું નથી. લગભગ બધા માણસો આ હકીકત જાણે છે. બધાએ હજારો વખત આ ઉદ્ગારો સાંભળ્યા હશે-વાંચ્યા હશે-કાઢયા હશે. આ પ્રમાણે હોવા છતાં જ્યારે માણસના આચાર, વિચાર, વ્યવહાર જોઇએ છીએ ત્યારે તે ઉપરના સિદ્ધાંતથી તદન વિરૂદ્ધના જણાય છે. આ બાબતનું કારણ શું હશે? જ્ઞાનની ખામી તે? નહિજ. સિદ્ધાંત તો બધા જાણે છે. વિજ્ઞાનની ખામી તેજ ખરૂં કારણ છે. જે મોઢે બોલાયછે તેના ખરાપણાની હૃદયને ખાત્રી થતી નથી. તેથીજ આચાર અને વિચારની સામ્યતા થતી નથી.

આવા માણસમાં જો વિજ્ઞાન ઉત્પન્ન કરાવવું હોય -આવા માણસોને ઉપરના સિદ્ધાંતની ખાત્રી કરાવવી હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે અજ્ઞાની ખેડુતને- વૃદ્ધ ડોસીમાને-કુમળા બાળકને સમજાવવા જે પદ્ધતિ ગ્રહણ કરવી પડેલી તેજ ગ્રહણ કરવી પડશે. પાણીની ટાંકી રૂપ-"પાવર હાઉસ" રૂપ-એકડા રૂપ, આત્મતત્વ -બ્રહ્મ તત્વની તેને ઓળખાણ કરાવવી પડશે. જેમ એક પાણીની ટાંકીમાંથી જુદાજુદા નળ કેમ નીકળ્યા, તે નળમાંથી નાના નળ કેમ નીકળ્યા, નાના નળમાંથી

નળીઓ કેમ નીકળી તે બધું તેને સમજાવવું પડે; તેમ સામાન્ય મનુષ્યમાં ધાર્મિક વિજ્ઞાનનો ફેલાવો કરવો હોય તો એક આત્મતત્વમાંથી પુરૂષ અને પ્રકૃતિ, ક્ષર અને અક્ષર, ક્ષેત્ર તથા ક્ષેત્રની, એવા બે ભાગ કેમ પડ્યા; તે બે ભાગના સત્વ રજસ તથા તમસ રૂપ બીજા વિભાગ કેમ પડ્યા, આ બધા પર્વત, પાણી, પદાર્થો, પ્રાણીઓ, મનુષ્યો કેમ ઉત્પન્ન થયા તેની તેને પદ્ધતિસર સમજુત આપવી પડશે. આ પ્રમાણે થાય તોજ તેની અસ્પષ્ટ ધાર્મિક ભાવના સ્પષ્ટ થાય, આમ થાય તોજ તેના વિચાર, વાણી તથા આચારની સામ્યતા થાય; આમ થાય તોજ તે માને કે આપણે બધા એકજ પિતાના પરીવાર હોવાથી ભાઇઓ છીએ: આમ થાય તોજ આવી માન્યતા થયા બાદ તેના વ્યવહારમાં પણ ભ્રાતૃભાવ (Brotherhood) તથા ઐક્ય (Unity) દાખલ થાય—આવું જ્ઞાન થાય ત્યારેજ માણસને સ્વ (own) ભાવ દૂર થાય અને ત્યારેજ તેનામાં સર્વભાવ (Universal Brotherhood) નો ઉદય થાય.

જનસમાજમાં આવું વિજ્ઞાન ઉત્પન્ન કરાવનાર કોઇ એક પુસ્તક હોય તો તે ભગવદ્‌ગીતાજ છે. વિજ્ઞાનની આવી મહત્વતા હોવાથી ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ—

ज्ञानं तेऽहं सविज्ञानम् इदं वक्ष्याम्यशेषतः।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यद् ज्ञातव्यमवशिष्यते ॥ ७-२॥

હે અર્જુન, હું તને વિજ્ઞાન સાથેનું જ્ઞાન કહી સંભળાવીશ. આ વિજ્ઞાન સાથેના જ્ઞાનની મહત્વતા એટલી બધી છે કે તે જાણુવાથી બીજું કશું વિશેષ જાણુવાનું બાકી રહેતું નથી.

ભગવદ્ગીતામાં જુદી જુદી જગ્યાએ, જુદી જુદી પદ્ધતિથી, જુદા જુદા નામથી, જુદા જુદા દ્રષ્ટિબિંદુથી આ "વિજ્ઞાન" સમજાવવા પ્રયત્ન થયો છે. આખી ભગવદ્ગીતા આ દ્રષ્ટિથી વાંચવામાં આવશે તો જણાશે કે ગીતામાં વિજ્ઞાન સમજાવવા ગ્રહણુ કરાયેલ પદ્ધતિમાં ત્રણુ પદ્ધતિઓ મુખ્ય છે. બીજી રીતે કહેતાં એમ પણુ કહી શકાય કે ગીતામાં ત્રણુ મુખ્ય દ્રષ્ટિબિંદુથી વિજ્ઞાનની સમજ આપવામાં આવી છે. આ ત્રણુ પદ્ધતિને આપણે નીચેના નામથી ઓળખીશું:—

(૧) ક્ષર અક્ષર વિવેક (Distinction between the perishable & the Imperishable element)

(૨) ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિવેક (Discrimination between the body–the elements constituting the body and the soul)

(૩) પ્રકૃતિ પુરૂષ વિવેક (Discrimination between the Spirit and the matter)

આ ત્રણ દ્રષ્ટિબિંદુ (Angel of vision) બરોબર ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ ત્રણ દ્રષ્ટિબિંદુ એ મનુષ્યની ત્રણ જુદી જુદી જાતિ (Types of humanity) જેવાં છે. આ ત્રણ દ્રષ્ટિબિંદુ એટલે આ જગતનું બારીકાઈથી નિરીક્ષણ કરનાર શખ્સની નજરે તરી આવતી ત્રણ અગત્યની બાબતો. આ ત્રણ દ્રષ્ટિબિંદુ એટલે કુદરતનો આ જગતરૂપ કોયડો ઉકેલતાં આવતી ત્રણ ઘુંચો–આ ત્રણ વસ્તુનું બરોબર જ્ઞાન થાય તો સંસારનું આ કોકડું ઉકેલી શકાય–માણસ વિજ્ઞાની થઈ શકે. આ ત્રણ વસ્તુની સમજણથી માણસ પોતાની, પોતાના દેશની, આખી જગતની ઉન્નતિ કરી શકે છે. આ ત્રણ વસ્તુના વિવેકની ખામીને લીધે અર્જુન લડવા આવ્યા છતાં કુરૂક્ષેત્રમાં મુંઝાયા, અકળાયા, હતાશ થઈ હથીયાર છોડી દીધાં. ભગવાન શ્રીકૃષ્ણે આ ત્રણ તત્વોની અર્જુનને સમજણ આપી, અર્જુન સમજ્યા –તેને વિજ્ઞાન પ્રાપ્ત થયું. વિજ્ઞાન પ્રાપ્ત થતાંની સાથે અર્જુનની સ્થિતિમાં ફેરફાર થઈ ગયો. હતાશ થઈ છોડી દીધેલાં હથીયાર તેણે ફરીથી ગ્રહણ કર્યાં અને તેણે ભારતીય યુદ્ધમાં વિજય મેળવ્યો. વિજ્ઞાન સમજાતાંજ

અર્જુનના ચહેરાપર નૂર આવ્યું અને ગીતા સંપૂર્ણ થતાંજ-વિજ્ઞાનનો પ્રકાશ પડતાંજ તે કહેવા લાગ્યા કેઃ-

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्यं वचनं तव ॥ १८-७३ ॥**

હે ભગવન્ મારો મોહ (Delusion) નાશ થયો, મારી સ્મૃતિ (Memory) ઠેકાણે આવી, મારા સંદેહ નાશ પામ્યા, મારૂં મન ભમતું હતું તે હવે સ્થિર થયું. હવે હું આપના વચન પ્રમાણે વર્તવા તૈયાર--ઉત્સુક છું.

અર્જુનની માફક હતાશ થઇ, હજારો હિંદુભાઇ-ઓએ-નરવીરોએ હથીયાર છોડી દીધા છે- હતાશ થઇ ગયા છે; કુરૂક્ષેત્રમાં-ખરે વખતે-અણીના સમયે--યુગ-પલટા વખતે આવી માનસિક દશાવાળો માણસ, ન પોતે સુખી થઇ શકે કે ન બીજાને સુખી કરી શકે. આખા દેશની--આખા દુનિયાની આવી સ્થિતિ થઈ છે તેવે વખતે ગીતાના વિજ્ઞાનનીજ જરૂર છે. આ વિજ્ઞાન બરોબર વાંચવામાં--વિચારવામાં આવે-મનન કરવામાં, આવે તો જેવો અર્જુનની સ્થિતિમાં ફેરફાર થયો હતો તેવો અત્યારે પણ દરેક અભ્યાસીની સ્થિતિમાં ફેરફાર થાય તેમાં સહજ પણ શંકા નથી. આવો ફેરફાર થવા માટે ગીતા જ્ઞાનની-ગીતાના વિજ્ઞાનની ખાસ જરૂર છે.

ઉપર ત્રણ પદ્ધતિ કહી તેમાંથી પહેલી પદ્ધતિને "ક્ષર અક્ષર વિજ્ઞાનનો" વિચાર એવું નામ આગળ આપવામાં આવ્યું છે. વાસ્તવિક રીતે જગત્‌માં એક તત્વ છે; છતાં બારીકાઈથી સૃષ્ટિનું નિરીક્ષણ કરનારને પ્રથમ દ્રષ્ટિએ જણાય છે કે આ સૃષ્ટિમાં બે જાતના પદાર્થ છે. એકક્ષર—નાશ પામવાના સ્વભાવવાળા પદાર્થ; બીજો વર્ગ અક્ષર—નાશ નહિ પામવાના સ્વભાવવાળા પદાર્થનો વર્ગ. અક્ષર અને ક્ષર એવા બે જગતના મહાન્‌ વિભાગ છે. આ ભાગનું મુખ્ય કારણ (Basis of division) અક્ષર ભાવ (Imperishability, Indestructibility) અને ક્ષર ભાવ (Perishibility destrucbitility) ના ઉપર આધાર રાખે છે. જે દ્રષ્ટિબિંદુથી આ વિભાગ પાડવામાં તે પણ બરોબર ધ્યાનમાં રાખવાની જરૂર છે.

ક્ષર તથા અક્ષરની સમજ ગીતાજીમાં પણ નીચે પ્રમાણે આપવામાં આવી છે.:—

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १५-१६ ॥**

આ લોકમાં બે પ્રકારના પુરૂષ છે. એકનું નામ ક્ષર તથા બીજાનું નામ અક્ષર. સર્વ ભૂતપ્રાણીઓ ક્ષર વર્ગમાં આવી જાય છે; જયારે કૂટસ્થ અક્ષર વર્ગમાં આવે છે.

અક્ષર કોણ અને ક્ષર કોણ તે વિષે બીજી જગ્યાએ પણ ગીતાજીમાં વિચાર કરવામાં આવ્યો છે.

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते। ८-३।

બ્રહ્મ-પરમબ્રહ્મ અક્ષર છે.

આગળ જતાં ક્ષર ભાવની પણ સમજ આપવામાં આવી છે અને કહ્યું છે કે:—

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम्। ८-४।

અધિભૂત (Every thing that has birth) ક્ષર ભાવવાળું-નાશ પામવાના સ્વભાવવાળું છે.

ઉપરના શ્લોકપરથી જણાશે કે અક્ષર એટલે પરબ્રહ્મ. આ પરબ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ કેમ થાય છે-આ અક્ષર તત્વમાંથી ક્ષર વસ્તુનો વિસ્તાર કેમ થાય છે, તે ક્રમ પણ ગીતાજીમાં જણાવેલો છે.

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे।
राञ्यागमेऽप्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ ८-१८ ॥

સૃષ્ટિની શરૂઆતમાં-સર્ગની શરૂઆતમાં-દીવસ ઉદય પામતાં અવ્યક્તમાંથી (Unmanifested) વ્યક્તનો પ્રવાહ ચાલુ થાય છે. સૃષ્ટિના પ્રલય કાળે-સર્ગના અંતે-રાત્રિ પડતાં આ બધા વ્યક્ત પદાર્થ અવ્યક્ત તત્વમાં મળી જાય છે.

આ પ્રમાણે એકજ વખત બને છે તેવું નથી; પરંતુ આવો પ્રવાહ ચાલ્યાજ કરે છે.

**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।**
**रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ ८-१९. ॥**

આ ભૂતગ્રામ–ભૂત સંઘ (Multitades of veings) દર વખતે ઉત્પન્ન થઈ થઈને રાત્રિને વખતે–પ્રલય સમયે અવ્યક્ત તત્વમાં ગળી જતો–મળી જતો જાય છે. ફરીથી પણ સર્ગની શરૂઆતમાં–દીવસની શરૂઆતમાં અવ્યક્તમાંથી વ્યક્ત થવાનો પ્રવાહ ચાલુ થાય છે. આ પ્રમાણે દરીયાના ભરતી ઓટની માફક પ્રાણીઓ-ભૂતગ્રામ ઉત્પન્ન થાય છે–આવે છે અને પાછો ચાલ્યો જાય છે–અવ્યક્તરૂપ મહાસાગરમાં અદ્રશ્ય થઈ જાય છે.

ઉપરની હકીકત સમજ્યા બાદ ગીતાજીનો બીજો અધ્યાય વાંચવામાં આવશે તો તે અધ્યાયમાં જે હકીકત જણાવી છે; અને જે માનતાં આપણું દીલ શરૂઆતમાં અચકાતું હતું, તે હકીકત સર્વાંશે ખરી લાગશે. ઉપર જણાવ્યા પ્રમાણે ઉત્પત્તિ તથા વિનાશનો ક્રમ હોય તો પછી ભગવાનનો નીચેનો શ્લોક સર્વાંશે સત્ય હોવોજ જોઇએ.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥ २-२८॥**

હે અર્જુન! શરૂઆતમાં સર્વ ભૂત પ્રાણી અવ્યક્ત દશામાં હોય છે. હે ભારત! ફક્ત મધ્યમાં સૃષ્ટિ સ્થિતિના પ્રસંગેજ તે વ્યક્ત દશામાં આવે છે અને પ્રલય સમયે બધા પાછા અવ્યક્ત દશામાં આવી જાય છે. આ પ્રમાણેની વસ્તુસ્થિતિ હોય-આવોજ સૃષ્ટિનો ક્રમ હોય તો પછી ભીષ્મ દ્રોણાદિ સગાઓ મૃત્યુ પામશે-અવ્યક્ત દશાને પામશે તેમાં શોક કરવાનું શું કારણ હોય? વ્યવહારમાં આપણે જેને આપણે મૃત્યુ કહીએ છીએ તેને માટે શોક કરવાનું તાત્વિક દ્રષ્ટિએ કશું કારણ નથી; કારણ કે મૃત્યું એ નાશ (Annihilation) નથી. પરંતુ ફક્ત રૂપાંતર (Transformation) છે.

ક્ષેત્રજ્ઞ તથા ક્ષેત્રનો પણ સહજ વિચાર કરવાની જરૂર છે. જેમ ક્ષર તથા અક્ષર એ વિભાગ પાડવામાં આવ્યો હતો તેવોજ પણ સહજ જુદા દ્રષ્ટિબિંદુથી આ વિભાગ પાડવામાં આવ્યો છે. ક્ષર અને અક્ષર વિભાગમાં આખી જગતના પદાર્થો ધ્યાનમાં રાખવામાં આવ્યા હતા. ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ વિભાગમાં ઉપરની

દ્રષ્ટિ તો કાયમ રહે છે. વિશેષ એ હકીકત છે કે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ વિભાગનો મુખ્ય ઝોક (Main stress) મનુષ્ય શરીર તથા તેની અંદરના આત્માપર રહેલો છે. ક્ષર તથા અક્ષર વિભાગમાં મનુષ્ય દ્રષ્ટિ (Seer, Inspector) થાય છે. તેની દ્રષ્ટિ બાહ્ય જગતનું (Outer world) નિરીક્ષણ કરી ક્ષર તથા અક્ષર એવા બે વિભાગ પાડે છે, ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ એ બે વિભાગ પાડતાં પહેલાં આપણી બાહ્યદ્રષ્ટિને ફેરવી આંતરદ્રષ્ટિ કરવી પડશે. આ પ્રમાણે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિભાગ યોગમાં (Self Instrospection) આત્મ નિરીક્ષણ–આંતર નિરીક્ષણને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. ક્ષર અક્ષર વિભાગમાં મનુષ્ય બાહ્યસૃષ્ટિ નિહાળે છે, નિહાળી તેનો વિચાર કરે છે. ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ વિભાગ પાડવા માટે મનુષ્ય પોતેજ પોતાનુંજ પૃથક્કરણ (Self analysis) કરે છે. આ મહત્વનો તફાવત ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો વિચાર મહત્વનો હોવાથી શ્રીમદ્ ભગવદ્ગીતામાં ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિભાગ યોગ નામનો તેરમો અધ્યાય છે. આ અધ્યાયની શરૂઆતમાંજ ક્ષેત્ર એટલે

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत।**
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ १३-२ ॥**

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે હે ભારત, સર્વ ક્ષેત્રમાં તું મનેજ-શ્રીકૃષ્ણ પરમાત્માને પરબ્રહ્મ તત્વને ક્ષેત્રજ્ઞ જાણ. ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તે મારૂં જ્ઞાન-પરમાત્વ તત્વનું જ્ઞાન છે.

ક્ષેત્રના બહોળા અર્થમાં શરીર-દેહ. (body) એવો અર્થ થાય છે. શરીર અગર દેહને ક્ષેત્ર નામ આપવાનું કારણ એ છે કે ક્ષેત્ર તથા શરીરની સમાનતા છે. જે ખેતરમાં બીજ વાવવામાં આવ્યા હોય, તેના ફળ પણ તેજ ખેતરમાં ઉત્પન્ન થાય છે, આ પ્રમાણે જે શરીરથી કર્મ કરવામાં આવ્યા હોય તે શરીરનેજ તે કર્મના શુભાશુભ ફળ ભોગવવા પડે છે. આ કારણથી શરીરને "ક્ષેત્ર" એવી સંજ્ઞા આપવામાં આવી છે.

ક્ષેત્ર-શરીર-દેહ એટલું શું તે સમજાવવાની જરૂર છે. આ બાબતમાં ગીતાજીમાં કહ્યું છે કે:—

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च।**
**इन्द्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥ १३-५ ॥**
**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ १३-६ ॥**

પાંચમા શ્લોકમાં ક્ષેત્ર–શરીર જે જે તત્વોનું બનેલું છે તે તત્વો (Elements) ગણાવ્યા છે. આ તત્વો ૨૪ થાય છે અને તે નીચે પ્રમાણે છે:—

૧. પાંચ મહાભૂત. (Five great elements) પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ–આ પાંચ શરૂઆતના તત્વો છે. આ પાંચે તત્વો સર્વ ભૂત પ્રાણીના શરીરમાં હોય છે.

૨. અહંકાર. (Egoism, Individuality) ઉપરના પાંચ તત્વો, અહંભાવની આસપાસ ગુંથાય છે. આ અહંભાવ (Personality, Individuality) તેજ અહંકાર.

૩. બુદ્ધિ–સારાસારનો વિચાર કરવાની શક્તિ. (Intellect, Discrimination)

૪. અવ્યક્ત. મહત્ તત્વ, મૂળપ્રકૃતિ. (Primordial Matter, Unmanifested matter).

૫. અગીયાર ઇંદ્રિય. પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિય તથા મન (Psyche, Thinking faculty)

આ પ્રમાણે મનુષ્ય એક દેખાય છે; છતાં તેમાં ચોવીસ જુદા જુદા તત્વો ઉપર જણાવ્યા પ્રમાણેના છે.

એકલું ક્ષેત્ર સમજાવવું તે બસ નથી. આ ક્ષેત્ર, સ્થાવર ક્ષેત્ર જેવું નથી. ક્ષેત્ર શરીર વિકારી–વિકારવાળું ફેરફાર થવાવાળું (Modification, Transformation) છે. શરીરમાં ઇચ્છા, દ્વેષ, સુઃખ, દુઃખ, સંઘાત, (Organism, Aggregate) ચેતના (Intelligence) તથા ધૃતિ. (Fortitude) પણ છે. મનુષ્ય શરીરના બંધારણમાં આ બધા તત્વો દાખલ થાય છે.

મનુષ્ય શરીરનું બંધારણ કેવું છે, તેમાં કયા કયા તત્વો છે ને આપણે જોયું. મનુષ્ય શરીરને ક્ષેત્રની ઉપમા અપાઇ તથા તે પરથી આપણે કેટલું શીખવાનું છે તેનો વિચાર કરવાની પણ જરૂર છે.

આ દ્રષ્ટિથી વિચાર કરતાં જણાશે કે એક ક્ષેત્રની ઉન્નતિ–ફળદ્રુપતા જે રીતે વધારી શકાય છે; તેજ રીતે મનુષ્ય શરીરની ઉપયોગિતા વધારી શકાય છે. જેમ ખેતરને સારૂં બનાવવું હોય તો તેમાંથી નકામા ઝાડ, ઝરડાં તથા ઝાંખરાં કાઢી નાંખવા પડે છે તે પ્રમાણે આ શરીરની ઉન્નતિ કરવી હોય તેમાંથી કામ, ક્રોધ, લોભ, ઈર્ષા, અસૂયારૂપ કાંટા કાઢી નાંખવા પડશે. આટલું કર્યા બાદ ક્ષેત્રમાં એક બીજ વાવ્યાથી તેમાંથી તેવીજ જાતના સેંકડો બીજ તૈયાર થાય છે, તેજ પ્રમાણે

આ શરીરમાં પણ એક વિચાર–સારો કે ખરાબ દાખલ કરવામાં આવે તો અમુક મુદતે શરૂઆતના વિચાર જેવાજ સેંકડો વિચારો ઉત્પન્ન થાય છે. એક સારૂં બીજ ક્ષેત્રને આબાદ કરે છે તેમજ એક સદ્‌વિચાર–સદવર્તન મનુષ્યને દેવ બનાવે છે. જેમ એક ખરાબ બીજ ક્ષેત્રમાં કાંટા ઉત્પન્ન કરે છે તેમ એક ખરાબ વિચાર કોઈકિ વખતે માણુસને દૈત્ય જેવો બનાવી મુકે છે.

એક માટીના--જમીનના ટુકડાની ઉન્નતિ કરવા પર–ખેતી સુધારવાપર હાલની પ્રજા ઘણો પૈસા ખર્ચી મહેનત કરે છે; જ્યારે મનુષ્ય શરીર રૂપ ઉત્તમ ક્ષેત્રને સુધારવા, યોગ્ય કેળવણીની ખામીને અભાવે, મનુષ્યો અવનતિ પામતા જાય છે. સદ્‌ભાગ્યે આપણા પુણ્યશ્લોક રૂષિમુનિઓએ મનુષ્ય શરીરની--મનુષ્ય સ્વભાવની ખરી કીંમત આંકી હતી અને તે ખેતીને સર્વોત્તમ બનાવવા તેમણે મહાન પ્રયત્ન કર્યા હતા. ભગવદ્‌ગીતા એ આ દિશામાં થયેલ ભગીરથ પ્રયત્નનો એક અપ્રતિમ તથા ઉત્તમ નમુનો છે.

જેમ એક ખેતરને સુધારવું હોય તો પહેલાં જમીનની મગદુર ( Fecundity of the soil ) નક્કી કરવામાં આવે છે. પછીથી ખેતરને ધીમે ધીમે ખેડી,

ખાતર ભરી તેમાં ઉત્તમ બી વાવવામાં આવે છે. ત્યાર બાદ ખેતરની આજુબાજુ વાડ કરવામાં આવે છે. આ પ્રમાણે જો અમુક માણુસે સુધરવું હોય--ઉન્નતિને પામવું હોય તો તેણે પણ પોતાના શરીરની "સર્વે" (Survey) આંકણી કરવી પડશે. પોતાનું--પોતાના સ્વભાવનું આત્મ નિરીક્ષણ કરી, તેમાં કઇ ખામી છે તે સમજી તે ખામી પુરી કરવા પ્રયત્ન કરવા પડશે. ગીતાજીમાં ક્ષેત્રના તત્વોની જે ગણત્રી કરવામાં આવેલી છે તે આ હેતુથી કરવામાં આવેલી છે. આપણને આત્મ વિકાસ માટે (Self development) વ્યવહારૂ સૂચના (Practical Hints) આપવામાં આવી છે. કેવળ ધાર્મિક દ્રષ્ટિથી--તત્વની દ્રષ્ટિથી આ તત્વોનું જ્ઞાન જેટલું અગત્યનું છે, તે કરતાં પણ વ્યવહારિક અને સામાજીકદ્રષ્ટિથી આ જ્ઞાન ઘણું વધારે અગત્યનું છે. શારીરિક વિકાસ (Physical culture) માટે આપણને "યુરોપ" કે "અમેરિકા"ના લેખકોને પુછવાની અગત્ય રહેતી નથી. આર્ય રૂષિમુનિઓ આ વિદ્યામાં નિષ્ણાત (Expert) હતા. તેમણે આ દિશામાં આપેલ સૂચના સાદી, સરળ, વ્યવહારૂ અને હિંદની આબોહવાને અનુકુળ આવે તેવી છે. ભગવદ્ગીતામાં આ સૂચનાઓ આપેલી છે. એક બ્રહ્મ-તત્વમાંથી· આ આખું અનેક

વસ્તુવાળું જગત કેમ ઉત્પન્ન થયું, તેનું જ્ઞાન તેજ આપણી સામાજીક, રાજકીય અને આથિક ઉન્નતિનું, એક અગત્યનું, ઉત્તમ અને અદ્વિતીય સાધન છે. આ જ્ઞાન આપણા આરોગ્ય શાસ્ત્રનો પણ પાયો છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

# વિજ્ઞાન-પ્રકૃતિ પુરૂષ વિવેક.

પ્રકૃતિ પુરૂષ વિવેક એ આ જગતના તમામ પદાર્થનો એક મહાન વિભાગ છે. આ વિભાગ એક અમુક દ્રષ્ટિ બિંદુથી પાડવામાં આવ્યો છે. જગતની પરિસ્થિતિજ એવી છે કે આખી જગતનું બારીકાઈથી નિરીક્ષણ કરનારને આ પ્રશ્નનો ઉકેલ કરવાવી જરૂર પડે છે. હિંદુ ધર્મમાંજ પ્રકૃતિ પુરૂષ—જડ ચૈતન્યનો વિચાર કરવામાં આવ્યો છે તેમ નથી. દુનિયાના દરેક તત્વવેત્તાને આ વિચાર સૂઝયો છે. દરેક તત્વવેત્તાએ, જુદી જુદી પદ્ધતિથી, જુદા જુદા શબ્દમાં પ્રકૃતિ પુરૂષનો સીધો અગર આડકતરી રીતે વિચાર કર્યો છે. અન્ય દેશ કરતા હિંદુસ્તાનમાં આ બાબતનો વિચાર બહુ બારિકાઇથી કરવામાં આવ્યો છે. જે શાસ્ત્રમાં

આ બાબતનો વિચાર કરવામાં આવ્યો છે તે શાસ્ત્રનું નામ "સાંખ્ય" શાસ્ત્ર–સાંખ્ય દર્શન છે. ભગવદ્ગીતામાં પ્રકૃતિ પુરૂષનો જે વિચાર કરવામાં આવ્યો છે તે સાંખ્ય દર્શનના અમુક ભગ જેવોજ છે; પરંતુ સાંખ્ય સિદ્ધાંતમાં જે ત્રુટીઓ ( Short coming ) હતી, તે ભગવદ્ગીતામાં દૂર કરવામાં આવેલ છે. આ કારણને લઇને સાંખ્ય દર્શનના અંતિમ સિદ્ધાંતમાં તથા ભગવદ્ગીતાના પ્રકૃતિ પુરૂષવાદમાં સહજ તફાવત છે.

એક મહાન પ્રતાપી રાજા અગર વ્યક્તિનું ચિત્ર તમારી માનસિક આંખ પાસે ખડું કરો. તે હરે છે, ફરે છે, બોલે છે, રમે છે–તમામ ક્રિયા કરે છે. તે બીમાર થાય છે. મૃત્યુની પથારીએ પડે છે. તેની તમામ ક્રિયા શિથીલ થઇ જાય છે–મંદ પડી જાય છે. થોડી વારમાંજ તે હાથ પગ હલાવી શકતા નથી. બોલાવે તો બોલી શકતા હતા. સ્ત્રી પુત્ર કલત્ર સર્વ વિલાપ કરે છે તેને આશ્વાસન આપતા નથી. તેની પહેલાની સ્થિતિ તથા હાલની સ્થિતિમાં શો તફાવત છે? લોકો કહે છે કે તે ગુજરી ગયા–દેવલોક પામ્યા–તેમનો સ્વર્ગવાસ થયો. ગુજરી જવાથી શું ચાલ્યું ગયું? આખું શરીર તો અહીં છે તો દેવલોકને શું પામ્યું?

સ્વર્ગવાસ કોનો થયો ? આ રાજાના હાથ, પગ, શરીર વિગેરે જેવું હતું તેવું અને તેવુંજ અત્યારે પણ છે. શરીરના વજનમાં પણ કંઈ ખાસ તફાવત પડયો નથી. પહેલાના જેવાજ તેના હાથ છે પરંતુ તે હાલતા ચાલતા નથી. પગ પણ તેવાજ છે પરંતુ તે ફરી શકતા નથી. માથું પણ તેજ છે પણ હવે તેનાથી સારાસારનો વિચાર થઈ શકતો નથી. આંખો પણ તેજ છે પરંતુ તેનાથી જોઇ શકાતું નથી. ખરેજ મૃત પામેલ શરીરમાં બધુંજ પહેલાં જેવુંજ છે ખરૂં; પરંતુ શરીરના તમામ અવયવને ચલાવનાર-ગતિમાં મુકનાર-ચૈતના શક્તિ-ચૈતન્ય હતું તે હવે જણાતું નથી. આ પ્રમાણે મનુષ્યનું મૃત્યુ થતાં તેનો ભૌતિક દેહ ( Physical body ) અખંડ રહે છે, છતાં તેની ચૈતન્ય શક્તિ (vitality) અદ્રશ્ય થઈ જાય છે. મરણ સમયે પણ કાયમ રહેતા તથા અદ્રશ્ય થતાં તત્વોનું બીજા અને સહેજ બહોળા શબ્દમાં વર્ણન કરીએ-નામ આપીએ છો તો તેના જડ અને ચૈતન્ય ( matter and spirit ) દેહ અને આત્મા ( Body and soul ), ક્ષર અને અક્ષર, ( Destructible and indestructible ) પ્રકૃતિ તથા પુરૂષ એવા નામ આપીએ તો પણ ચાલી શકે.

મનુષ્યના જીવનને જે સિદ્ધાંત લાગુ પડે છે તે પશુ, પક્ષી, વનસ્પતિ અને ખનિજ વર્ગમાં પણ લાગુ

પડે છે. સૃષ્ટિનો નિયમજ એવો છે કે એકલું જડ અગર ચૈતન્ય રહી શકતું નથી—વ્યકત થઈ શકતું નથી. આ કારણથી જડ તથા ચૈતન્યનો દરેક જગ્યાએ સહકાર અને સહયોગજ હોય છે. આ નિયમ સ્પષ્ટ કરવા સાંખ્ય દર્શનમાં અંધપંગુનું એક હાસ્ય રસવાળું પણ બરોબર બંધ બેસતું ઉદાહરણ છે. આંધળો માણસ ચાલી શકે છે પણ તે જોઇ શકે નહિ તેથી તેનો વ્યવહાર નભી શકે નહિ. પંગુ-લુલો માણસ જોઇ શકે પણ તે ચાલી શકે નહિ તેથી તે બહુ ઉપયોગી નથી. જુદા જુદા હોય તો બંન્ને નિરૂપયોગી છે; પરંતુ તે બંન્નેનો સહકાર થાય--લુલો માણસ આંધળાની ખાંધ પર બેસે આંધળો ચાલવા માંડે અને લુલો માર્ગદર્શક થાય તો બંન્ને કાર્ય કરી શકે છે. પ્રકૃતિ પુરૂષનું પણ અંધપંગુ જેવું છે. જડ તથા ચૈતન્યનો--પ્રકૃતિ પુરૂષનો સંયોગ તથા સહકાર થાય તોજ સૃષ્ટિ ચાલી શકે છે. આ કારણને લઇને જગતની દરેક વસ્તુમાં પ્રકૃતિ તથા પુરૂષનો સહયોગ તથા સહકાર છે. આ પ્રમાણે જગતના વ્યવહારમાં પણ પ્રકૃતિ તથા પુરૂષ તત્વ ઓળખવું તે અગત્યનું છે. દરેક તત્વની ખાસીયત ( Peculiarities ) જુદી જુદી છે. દરેક તત્વ આપણને જુદી જુદી રીતે અસર કરે છે. આ કારણથી તે બંન્ને

તત્વ પર--પ્રકૃતિ પુરૂષ તત્વ પર કાબુ મેળવવો હોય-પુરૂષોત્તમ થવું હોય તો તે બંન્ને તત્વની ઓળખાણ-બંન્ને તત્વનો વિવેક ( Discrimination ) શરૂઆતમાંજ કરવાની જરૂર છે.

પ્રકૃતિ તત્વ તથા પુરૂષ તત્વ એટલું તો ઓતપ્રોત થઈ ગયું છે કે વ્યવહારમાં ( in every day life ) એક તત્વને બીજા તત્વથી જુદું પાડવું તે મુશ્કેલ છે—લગભગ અસંભવિત છે. પાણીમાં "હાઇડ્રોજન" તથા "ઓકસીજન" બંન્ને વાયુ અમુક પ્રમાણમાં છે. પરંતુ તેમને જુદા પાડવા તે સહેલું નથી. પ્રકૃતિ પુરૂષના સંબંધમાં પણ આ પ્રમાણે છે.

વિજ્ઞાનનો સહજ પણ અભ્યાસ કર્યો હશે તે જાણી શકશે કે વિદ્યુત શક્તિ ( Electricity ) એ એક જુદુંજ તત્વ, જુદીજ શક્તિ છે. વિદ્યુત શકિત ઘણીજ ચમત્કારી છે. તે ઘણું કાર્ય કરી શકે છે; છતાં તેને વ્યક્ત થવાને માટે–તેને દુર લઇ જવાને માટે ત્રાંબાના તારની જરૂર છે. ત્રાંબામાં કંઈ પણ શકિત નથી. આ ધાતુ ફક્ત સારી વિદ્યુત વાહક ( good conductor ) છે. આ પ્રમાણે સિદ્ધાંતની દ્રષ્ટિથી ત્રાંબુ તથા વીજળી તદ્દન જુદા જુદા તત્વ હોવા છતાં, આપણે વ્યવહારમાં જોઈએ છીએ કે ત્રાંબુ તથા વિદ્યુત (electric current)

એવા તો મળી ગયેલા છે કે એકને બીજાથી જુદા પાડવાનું બની શકતું નથી. જેમ વિદ્યુતના પ્રવાહ સિવાય ત્રાંબાના તારની કશી કીંમત નથી, તેમજ ત્રાંબા અગર તેવીજ ધાતુના બીજા તાર શિવાય ( Conducting media ) વિદ્યુતના પ્રવાહનો ઉપયોગ કરી શકાતો નથી. પુરૂષ અને પ્રકૃતિનું પણ તેજ પ્રમાણે છે. પુરૂષ તત્વમાં વિદ્યુતના જેટલી મહાન શક્તિ છે ખરી પરંતુ પ્રકૃતિ તત્વ શિવાય તે શક્તિ મનુષ્યના ઉપયોગમાં-સૃષ્ટિ નિર્વાહના ઉપયોગમાં આવી શકતી નથી. જેમ ત્રાંબાના તારની શુદ્ધિથી વિદ્યુત પ્રવાહ સહેલાઈથી વહન કરી શકાય છે; તેજ પ્રમાણે પ્રકૃતિની શુદ્ધિથી-શારીરિક શુદ્ધિથી પુરૂષનો પ્રકાશ-આત્માનો ઉજાસ જલદી ફેલાવી શકાય છે. પુરૂષને વ્યકત થવામાં પ્રકૃતિ અગત્યનું સાધન છે. પ્રકૃતિની શુદ્ધિથી પુરૂષના દિવ્ય પ્રકાશનું વહન થાય છે. દરેક ધર્મમાં પ્રકૃતિની શુદ્ધિના પર ભાર દઈ આગ્રહ કરવામાં આવ્યો હોય તો તેનું કારણ ઉપર જણાવવામાં આવ્યું તેજ છે.

પ્રકૃતિ પુરૂષ વિવેક એ પણ એક દ્રષ્ટિબિંદુ ( Angle of vision ) છે. પહેલાં જણાવેલું છે કે જગતનું નિરીક્ષણ ઘણાજ દ્રષ્ટિબિંદુથી થાય છે; પ્રકૃતિ

તથા પુરૂષનો વિચાર એ ઘણુંજ અગત્યનું દ્રષ્ટિબિંદુ છે. સૃષ્ટિના ( creation ) પદાર્થોના વર્ગીકરણ ( classification ) કરવામાં આવે તો પ્રકૃતિ વર્ગ તથા પુરૂષ વર્ગ ( matter and spirit ) જડ અને ચૈતન્ય એ પણ એક મોટો અને અગત્યનો વિભાગ થાય. જ્ઞાન–યોગનો અભ્યાસી એ શાસ્ત્રીય દ્રષ્ટિથી સૃષ્ટિનું નિરીક્ષણ કરનાર મુસાફર છે. શરૂઆતમાંજ જો તે પ્રકૃતિ પુરૂષના નામ તથા વર્ગની પાછળ રહેલ સત્ય સમજે તો તેને આગળ જતાં ઘણીજ ઓછી અગવડ પડશે. પુરૂષ તથા પ્રકૃતિનું સંગીન જ્ઞાન સંપાદન કરનાર અભ્યાસી ટુંક સમયમાં અને સહેલાઇથી તે બંન્ને તત્વો પર કાબુ મેળવી, પુરૂષોત્તમને પામી શકે છે.

પ્રકૃતિ પુરૂષ વિવેક એ બહુ અગત્યનો વિષય હોવાથી, ભગવદ્‌ગીતા જેવા નાના ગ્રંથમાં પણ તેનું પ્રમાણમાં લંબાણથી વર્ણન કરવામાં આવ્યું છે. આ વિષય ઘણોજ ગૂઢ હોવાથી, શાસ્ત્રીય અને પારિભાષિક શબ્દો બાજુ પર રાખી, સામાન્ય મનુષ્ય પણ સહેલાઈથી સમજી શકે–સમજી તે તત્વો પર કાબુ મેળવવાની શક્તિ ધરાવી શકે તેટલા માટે ભગવાન વેદ વ્યાસે બહુ મહેનત લીધી છે.

પશ્ચિમના ઘણાખરા દેશોમાં અત્યારે હિંદુ ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ થાય છે. અન્ય દરેક દર્શનશાસ્ત્ર ( schoois of thought ) કરતાં સાંખ્ય દર્શનનો-પ્રકૃતિ પુરૂષ વિવેક શાસ્ત્રનો અભ્યાસ પશ્ચિમમાં પણ બહુજ આવકારદાયક નિવડયો છે. ભગવાન કપિલ મુનિ પ્રણિત સાંખ્ય શાસ્ત્રમાં જેવી તત્વગણના ( enumeration of elements ) છે તેવી તત્વગણના હિંદુ ધર્મમાં પણ બીજે ભાગ્યેજ મળી આવે છે. સૃષ્ટિનો કોયડો ઉકેલવાને માટે-દુઃખની અત્યંત નિવૃત કરવા માટે-આ લોકમાં સુખી થઈ પરલોકમાં મોક્ષ મેળવવા માટે સાંખ્યના જેવું ઉત્તમ જ્ઞાન નથી. આ કારણને લઇને પુરૂષ તથા પ્રકૃતિ એ તત્વ શું છે, તેની શું શું ખાસીયત છે, સૃષ્ટિના વિકાસમાં-મનુષ્યની ઉન્નતિમાં એ તત્વ કેટલો તથા કેવો ફાળો આપે છે, તે શરૂઆતમાં સમજવાની જરૂર છે. પુરૂષ અને પ્રકૃતિ એ બે તત્વમાંથી પ્રકૃતિ તત્વના ઘણા જુદા જુદા પેટા વિભાગ પાડવામાં આવ્યા છે. પ્રકૃતિના પેટા વિભાગની ખટપટમાં પડતા પહેલાં પુરૂષ તત્વ સંબંધે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શું કહ્યું છે તે તરફ દ્રષ્ટિ નાંખી, પાછળથી પ્રકૃતિ તત્વનો વિચાર કરવો તે વધારે સારૂં અને સગવડ ભરેલું જણાય છે.

પુરૂષ તત્વનો વિચાર કરનારે, ભગવદ્દગીતા વાંચતા એક હકીકત ધ્યાનમાં રાખવાની છે. ભગવદ્દગીતામાં **પુરુષ** અને **પુરુષોત્તમ** એવા બે શબ્દ આવે છે. આ બંન્ને શબ્દ જુદા જુદા છે અને જુદા જુદા તત્વના વાચક છે. ભગવદ્દગીતામાં આ શબ્દનો બહુ ચોકસાઈથી ઉપયોગ થયેલો જણાતો નથી; છતાં પુરૂષ તથા પુરૂષોત્તમનો ખરો અર્થ સમજાયા બાદ આ ગુંચવણ રહે તેમ નથી.

પુરૂષોત્તમ એ શબ્દ ભગવાન વ્યાસે ખાસ કરીને શોધી કાઢેલો હોય તેવો છે. આવો શબ્દ-આવું તત્વ શોધી કાઢવાની ખાસ જરૂર પડેલી જણાય છે. સાંખ્ય શાસ્ત્રની તત્વ ગણુના (Enumeration of elements) એ સર્વોપરી છે અને બધાએ સ્વિકારી છે; પરંતુ ઇશ્વર સંબંધે (Idea of good) સાંખ્યના વિચાર ખુદ હિંદુસ્તાનમાં પણ એટલા આવકારદાયક નિવડયા નથી. ઇશ્વર સંબંધે સાંખ્ય શાસ્ત્રમાં જે ખામી હતી-પુરૂષની પણ આગળ કોઇ શક્તિ-દૈવી શક્તિ-ઇશ્વર હોવા જોઇએ એવી સામાન્ય અને પ્રચલિત ભાવનાને સંતોષવા તથા આ સંબંધે સાંખ્યની ખામી દુર કરવા **પુરુષોત્તમ** એ શબ્દ યોજાએલ જણાય છે.

સાંખ્ય શાસ્ત્રમાં જે પુરૂષ તત્વ વર્ણવેલ છે તે તત્વ અમૂર્ત ( Formless ) ચોક્કસ આકાર વગરનું છે. આ પુરૂષ તત્વ સર્વ શક્તિનું ઉત્પત્તિ સ્થાન ( Fountain of all life ) છે. પ્રકૃતિ તત્વ પણુ તેવુંજ અમૂર્ત છે. આ પ્રમાણે બે બારીક અને અમૂર્ત તત્વ એક બીજા સાથે સેળભેળ થાય તેને ઓળખવા-પરખવા કેવી રીતે ? આ શંકાનો નિર્ણય ભગવદ્ ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે પોતેજ કર્યો છે.

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥१३-३४॥**

ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો-પ્રકૃતિ પુરૂષનો વિવેક ભૌતિક ચક્ષુથી ( Physical eye ) નહિ-ચર્મ ચક્ષુથી નહિ પણ જ્ઞાન ચક્ષુથી ( Eye of Knowledge ) કરવાનો છે.

પ્રકૃતિ તથા પુરૂષની ઉત્પત્તિ સંબંધમાં કહેતાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે:—

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥१३-१९॥**

પ્રકૃતિ તથા પુરૂષ, એ બંન્ને તત્વો અનાદિ beginningless ) છે. જે જે વિકાર ( change-

modification ) થાય છે, તથા જે જે ગુણ ( qualities, Characteristies ) દેખાય છે તે સઘળા પ્રકૃતિનું કાર્ય છે–પ્રકૃતિમાંથી ઉદ્‌ભવે છે.

પ્રકૃતિ તથા પુરૂષ બંન્ને અનાદિ તો છે; છતાં કાર્યક્ષેત્રમાં ( Field of activity, scope of functioning ) ફેરફાર છે. આ કારણને લઇને આ બે તત્વમાંથી દરેકનું કાર્યક્ષેત્ર નક્કી કરવું–કાર્યક્ષેત્રનું જ્ઞાન મેળવવું તે પણ જરૂરનું છે. આ સંબંધમાં ગીતાજીમાં કહ્યું છે કે:—

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥१३-२०॥**

કાર્ય–શરીર ( body ) તથા કરણ–તેર ઇંદ્રિયોના, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, તથા મન, બુદ્ધિ તથા ચિત્ત–( Sense organs ) કર્તાપણામાં ( Creativeness ) પ્રકૃતિ હેતુ ( Cause, instrumental ) છે. પ્રકૃતિ તત્વમાંથી શરીર તથા જુદી જુદી ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. જેવા પ્રકારની માણસની પ્રકૃતિ તેવા પ્રકારનું તેને શરીર તથા તેવા પ્રકારની ઇંદ્રિયો આવી મળે છે. પ્રકૃતિની ઉત્કૃષ્ટતા ઉપર શરીર તથા ઇંદ્રિયોની ઉત્તમતાનો આધાર છે. આ પ્રકૃતિના કાર્યક્ષેત્રનું વર્ણન થયું.

પુરૂષના કાર્યક્ષેત્ર તરફ આવતા ઉપરના શ્લોકમાં કહ્યું છે કે સુખ દુઃખ ભોગવવામાં (in experiencing pleasure and pain) પુરૂષ તત્વ હેતુરૂપ થાય છે. પ્રકૃતિ જડ (lifeless) હોવાથી તેને સુખ દુઃખની લાગણીની અસર થતી નથી. પુરૂષ એ જીવંત તત્વ (sentient element) હોવાથી, પારબ્ધ અનુસાર સુખ દુઃખ પ્રાપ્ત થાય તે પુરૂષ ભોગવે છે. પુરૂષ તત્વની હાજરીને લઈને માણસને-પ્રાણીઓને સુખ દુઃખનો અનુભવ થાય છે. વાસ્તવિક રીતે જોતાં પુરૂષ તો ફક્ત ઉપદ્રષ્ટા (Seer, Spectator) છે. તેને સુખ દુઃખ હોય નહિ છતાં તે સુખ દુઃખનો ભોક્તા કયા અર્થમાં હોઈ શકે તે નીચેના શ્લોકમાં જણાવ્યું છે. તે શ્લોકમાં કહ્યું છે કે:—

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥**

સુખ તથા દુઃખ ઉદ્ભવવાનું કારણ શું છે, તે ઉપરના શ્લોકમાં જણાવ્યું છે. સુખ દુઃખ એ પ્રકૃતિના ગુણોમાંથી ઉત્પન્ન થાય છે. આ સુખ દુઃખનો અનુભવ પ્રકૃતિમાં રહીને પુરૂષ કરે છે.

ઉપરના શ્લોકનું બીજું ચરણ બહુ ઉપયોગી છે. દુનિયાના હરેક ધર્મમાં જે સત્યની શોધ કરવામાં આવી છે; અને જે સત્ય અન્ય દેશના ધાર્મિક નેતા મેળવી શકયા નથી તે મહાન સત્ય આ ચરણમાં સમાયેલું છે. હાલના સમયમાં પશ્ચિમના દેશોમાં વિજ્ઞાન (science) ઘણું આગળ વધેલું છે. એક કીડીથી તે મહાન ગ્રહની ગતિ ગણિત શાસ્ત્રની પદ્ધતિથી નકકી કરવાગાં આવી છે; છતાં મનુષ્ય પોતે પોતાને ઉચ્ચ દીશામાં કેમ લઈ જઈ શકે તેનો બહુ બારીકાઈથી અગર પદ્ધતિસર વિચાર થયાનું જણાતું નથી.

જે દેશો અગર જે ધર્મ પુનર્જન્મમાં ન માને, તે દેશ અગર તે ધર્મમાં આ અમૂલ્ય સિદ્ધાંત નજ હોઇ શકે. સહરાના રણમાં નંદન વનનું સુકોમળ પુષ્પ કયાંથી ઉગે ? પરંતુ જે ધર્મો પુનર્જન્મમાં માને છે તેને માટે આ શ્લોક અમૂલ્ય છે. આ જન્મમાં સુખી થવું તે તો ઠીક છે પરંતુ ભવિષ્યમાં પણ—આ દેહનો નાશ થયા બાદ બીજા જન્મમાં પણ માણસે ઉત્તમ જન્મ લેવો હોય—આદર્શ જીવન ગુજારવું હોય તો શું કરવું ? ભાાવ જન્મ કોઈ અમુક સિદ્ધાં-

તને અનુસરીને થતો હોય તો તે સિદ્ધાંત કયો હશે? આ અગત્યના પ્રશ્નનો ઉપરના શ્લોકના બીજા ચરણમાં જવાબ છે. તે ચરણમાં કહ્યું છે છે કે સારા તથા નરસા જન્મનો આધાર ગુણસંગ ( Attachment to qualities)–સત્વ, રજસ, તમસ એ ત્રણ ગુણના આ સંગ–(Attraction) પરજ આધાર રહે છે. આ ઉપરથી જણાશે કે પ્રકૃતિ પુરૂષનો વિવેક તે કેવળ બુદ્ધિ વાદ (metaphysical discussiou) નથી; પરંતુ તેનો વ્યવહારૂ ઉપયોગ છે. પ્રકૃતિ પુરૂષનો વિવેક તે ભાવિ જન્મમાં ઉત્તમ જન્મ લેવાની અચુક ચાવી છે.

ભાવિ જન્મ કયા સિદ્ધાંતને આધારે થાય છે? તે સિદ્ધાંતનું માણસ કેવી રીતે પાલન કરી શકે? પોતાના આધુનીક જીવન પરથી ભવિષ્યમાં કેવો જન્મ થશે? ભાવિ જન્મ ઇચ્છિત સ્થાનમાં અગર ઇચ્છિત વાતાવરણમાં લેવાની માણસને ઇચ્છા હોય તેવા માણસે પોતાનું આધુનિક જીવન કેવી રીતે નિયત્રિત કરવું તે બાબતની શાસ્ત્રીય (Sciontific) વ્યવહારૂ (Practical) અને અકસીર (efficacious) સુચના, શ્રીમદ્ ભગવદ્ગીતામાં આપવામાં આવી છે. જગતના ધર્મ ગ્રંથોમાં ભગવદ્ગીતા એક અદ્વિતિય

પુસ્તક હોય તો તેનું-આ પણ એક કારણ છે. આ દ્રષ્ટિથી ભગવદ્ગીતા વાંચી, તે પ્રમાણે જીવન ગુજારનાર માણુસ (Man is his own star) પોતાના ભાવિનો-પોતાના ગ્રહનો પોતેજ નિયામક થાય છે.

પ્રકૃતિ તથા પુરૂષનો આવો ઘટ્ટ સબંધ છે. પુરૂષના કાર્યક્ષેત્રનું વિશેષ સ્પષ્ટીકરણ કરવા આગળ જણાવવામાં આવ્યું છે કે:—

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२२॥**

પુરૂષ ઉપદ્રષ્ટા, (Superviser) અનુમંતા (Permitter), ભર્તા (Supporter), અને મહેશ્વર (enjoyer ) તથા પરમાત્મા (Great Lord) છે. આ દેહમાં-શરીરમાં (in the physical world) પુરૂષ એ સર્વોપરી (Highest Spirit) છે. આ પ્રમાણેનું કાર્ય ક્ષેત્ર દર્શાવવામાં આવ્યું છે.

પુરૂષ તત્વની ઓળખાણ થયા બાદ, પ્રકૃતિ તત્વની પણ સહજ પીછાન કરાવવાની જરૂર છે. પ્રકૃતિ તેજ સર્વ જગતૂની ઉત્પત્તિનું મુખ્ય કારણ છે. આ સિદ્ધાંત ગીતામાં પણ કહેલો છે. જગતૂની ઉત્પત્તિ

તથા લયનું સ્વરૂપ અર્જુનને સમજાવતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥९-७॥**

કલ્પના ક્ષયમાં-સૃષ્ટિના લય સમયે સર્વ ભૂત પ્રાણીઓનો નાશ થાય છે-સર્વ ભૂત પ્રાણી પ્રકૃતિમાં વિલીન થઇ જાય છે. કલ્પની શરૂઆતમાં-સૃષ્ટિની ઉત્પત્તિ સમયે ( Creation time ) પ્રકૃતિમાંથી સર્વ પ્રાણી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પ્રકૃતિ તે સર્વ ભૂતપ્રાણીનું આદિ કારણ છે. જગત્માં જે કંઇ ચિત્ર વિચિત્રતા જણાય છે તે પ્રકૃતિને લઇનેજ છે.

સાંખ્ય દર્શનમાં પ્રકૃતિનો વિષય શાસ્ત્રીય પદ્ધતિથી ચર્ચેલો છે. ભગવદ્ગીતામાં તે તેટલો પદ્ધતિસર ચર્ચાયો નથી. ભગવદ્ગીતામાં પ્રકૃતિના આઠ વિભાગ પાડવામાં આવ્યા છે. આ ઉપરાંત પ્રકૃતિનો એક આડો વિભાગ (Cross division) પાડવામાં આવ્યો છે. આ વિભાગને પરા પ્રકૃતિ ( Superior ) અને અપરા (inferior) પ્રકૃતિ એવા નામ આપવામાં આવ્યા છે. આ સંબંધમાં ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ७-४ ॥

ભૂમિ–પૃથ્વી (earth), અપ–પ્રાણી (water), અનલ–અગ્નિ–તેજ (fire), વાયુ (air), ખં–આકાશ (ether), મન (mind), બુદ્ધિ (reasoning faculty), અહંકાર (egoism), એ આઠ પ્રકારની પ્રકૃતિ તે અપરા–ઉતરતા પ્રકારની (inferior) પ્રકૃતિ છે. આ પ્રકૃતિને અપરા–ઉતરતા પ્રકારની કહેવામાં આવી છે તેનું કારણ એ છે કે આ પ્રકૃતિથી માણુસ બંધનમાં પડે છે–સંસાર પ્રત્યે તેનો રાગ–મોહ વધે છે.

પરા પ્રકૃતિનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે:—

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ७-५ ॥

અપરા પ્રકૃતિ ગણાવ્યા બાદ પરા પ્રકૃતિનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પરા પ્રકૃતિ જીવરૂપ (life element) છે અને તેનાથી આ આખું જગત વ્યવસ્થિત રહેલ છે–ધારી રાખવામાં આવ્યું છે. આ પ્રકૃતિથી માણુસનો મોક્ષ થાય છે. માણુસ બંધનમાંથી છુટી શકે છે તેથીજ તેને પરા પ્રકૃતિ કહી છે.

આ સર્વ જગતનું ઉત્પત્તિસ્થાન તથા ઉત્પત્તિનું

કારણ ઉપર જણાવેલ બે પ્રકારની પરા તથા અપરા પ્રકૃતિ છે. આ સત્ય ત્યાર પછીના શ્લોકમાંજ અર્જુનને સમજાવવામાં આવે છે.

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ७-६॥**

ઉપર જણાવેલ બે પ્રકારની પ્રકૃતિ સર્વભૂત પ્રાણીની ઉત્પત્તિનું સ્થાન છે. સૃષ્ટિની ઉત્પત્તિ તથા પ્રલયના કારણરૂપ ભગવાન શ્રીકૃષ્ણ પોતેજ છે.

ઉપરના શ્લોક પરથી પ્રકૃતિનો, તેના સ્વરૂપનો, તેના કાર્યક્ષેત્રનો, તેના પુરૂષ સાથેના સંયોગનો તથા સહકારનો કંઈ ખ્યાલ આવી શકશે.

પ્રકૃતિ પુરૂષ વિવેક એ કેવળ બુદ્ધિવાદ નથી પરંતુ તેનો વ્યવહારિક ઉપયોગ (Practical utility) છે, તે બાબત પર ભાર મુકવાને માટે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે:—

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥१३-२३॥**

પુરૂષ, પ્રકૃતિ તથા પ્રકૃતિના ગુણોનું જેને જ્ઞાન થાય છે તે માણસ ગમે તે સ્થિતિમાં હોય તોપણ તેનો પુનર્જન્મ થતો નથી-તેનો મોક્ષ થાય છે-તેને

અક્ષય અખંડ સુખની–શાંતિની પ્રાપ્તિ થાય છે. પુરૂષ તથા પ્રકૃતિ અને તેના ગુણોથી જે અપૂર્વ લાભ થાય છે તેનું વર્ણન ઉપરના શ્લોકમાં કરવામાં આવ્યું છે. પુરૂષ પ્રકૃતિ વિવેકનું ફળ જણાવવામાં આવ્યું છે. આ ફળ જેટલે દરજ્જે મેળવી શકાય તેટલે દરજ્જેજ પ્રકૃતિ પુરૂષ વિવેકનો અભ્યાસ સફળ થયો કહેવાય. જે જ્ઞાન આચારમાં ન ઉતારી શકાય–જે જ્ઞાનથી સુખ શાંતિ પ્રાપ્ત ન થાય તેવા પોપટીયા જ્ઞાનને ગીતામાં સ્થાન નથી. ઉપરનો શ્લોક તે આ સત્યના ઉદાહરણ રૂપ છે એટલુંજ નહિ પણ ગીતાના અભ્યાસકોને માર્ગસૂચક પણ છે.



# પ્રકરણ ૭. ત્રિગુણ વિચાર.



પ્રકૃતિ એ બહુજ અગત્યનું તત્વ છે તે આપણે જોયું. પ્રકૃતિના સંબંધમાં સહુજ વિશેષ વિચાર કરવા માંડીએ એટલે આ પ્રકરણના વિષયનું—ત્રિગુણ વિચારનું રહસ્ય સમજાશે. પ્રકૃતિ એ સાદું તત્વ (Simple Element) નથી. પ્રકૃતિ એ ત્રણ જુદા જુદા ગુણોનું–સત્વ રજસ્ તમસ્નું એક મિશ્ર તત્વ (Compound element) છે. પ્રકૃતિ તત્વની સામાન્ય રૂપરેખા જાણ્યા પછી સત્વ રજસ્, તમસ્ એ ત્રણ ગુણનો વિચાર કરવાની જરૂર પડશે. આ ત્રણ ગુણો પણ બહુજ બારીક તથા બહુ અગત્યના તત્વો છે. મનુષ્યની ઉન્નતિ તથા અવનતિમાં, આ ગુણો ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આ ત્રણે ગુણો પૈકી દરેકે દરેક ગુણ વિષે આગળ પર વિગતવાર વિચાર કરવાની જરૂર પડશે. ત્રણે ગુણો જુદા જુદા છે; તેની અસર જુદી જુદી છે, છતાં પણ ત્રણે ગુણોની કેટલી-એક ખાસીયતો સામાન્ય છે. આ પ્રમાણે ત્રણે ગુણોમાં જે બાબત સામાન્ય છે તે બાબતનો પહેલાં વિચાર

કરી પછીથી ત્રણે ગુણનો જુદો જુદો વિચાર કરવામાં આવે તો ત્રિગુણ વિચાર વધારે સ્પષ્ટ થવા સંભવ છે.

ગુણ એટલે દોરી. જેમ દોરીથી અમુક વસ્તુ બીજી વસ્તુ સાથે બાંધી રખાય છે; તેવી રીતે જે તત્વથી જીવ, જગતની સાથે બાંધી રખાય તે તત્વનું નામ ગુણ. આ બાબતમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

**सत्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।**
**निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ १४-५ ॥**

સત્વ, રજસ્, અને તમસ્ એ ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા છે. હે મહાબાહો—અર્જુન, આ ગુણો દેહીને—આત્માને (Soul) દેહમાં—શરીરમાં (Physical body) બાંધી રાખે છે.

પરમાત્મા વિશ્વમાં સર્વવ્યાપક છે; છતાં તેને આપણે બધા કેમ નથી જોઈ શકતા ? આ પ્રશ્નનો ઉત્તર તથા ઈશ્વરને હસ્તામલકવત્ જોઈ લેવાનો ઉપાય પણ ભગવદ્‌ગીતામાં બતાવેલો છે.

**त्रिभिर्गुणमयैर्भावैर् एभिः सर्वमिदं जगत ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ ७-१३ ॥**

આ સર્વ જગત્ ત્રણ ગુણથી મોહ પામી ગયું

છે. આ કારણથી મને–અવ્યય પરમાત્માને કોઈ ઓળખી શકતું નથી. આ પરથી જણાશે કે ઇશ્વરની ઓળખાણમાં આડખીલી રૂપ ત્રિગુણ છે. ત્રિગુણનો પડદો ચીરી નંખાય–ત્રિગુણાતીત થવાય તો મનુષ્ય ઈશ્વર આગળ જઈ શકે છે--ઈશ્વર મનુષ્યની નજરે વ્યક્ત થઈ શકે છે–ઇશ્વર અને મનુષ્ય–જીવ અને શીવ એક થઈ જઇ શકે છે.

ઉપરના શ્લોકમાં મનુષ્યને ત્રિગુણભાવથી મોહ પામી ગયેલ (Deluded) જણાવેલ છે. મનુષ્યનો આ મોહ (Delusion) ક્યાં છે? આ મોહનો પ્રકાર આપણે જાણી શકીએ–જાણીને તે દૂર કરી શકીએ તેટલા માટે ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**प्रकृते : क्रियमाणानि गुणै : कर्माणि सर्वश : ।**
**अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते ॥ ३ २७ ॥**

પ્રકૃતિના ગુણોથીજ–સત્વ, રજસ્ તમસ્‌થી–ત્રિગુણથીજ સર્વ કાર્ય થાય છે. આ પ્રમાણે ખરી રીતે ગુણોજ કાર્યના કર્તા છે. વાસ્તવિક રીતે ગુણોજ કાર્યના કરતા હોવા છતાં વિમૂઢાત્મા (Deluded person) મોહ પામેલા માણસો–મૂર્ખ માણસો–અજ્ઞાની મનુષ્યો એમજ માને છે કે અમે કર્તા (Doer–actor)

છીએ. મનુષ્ય ભલે એમ માને કે અમુક કાર્ય તેણે કર્યું છે, પરંતુ ખરી રીતે મનુષ્ય પોતાની પ્રકૃતિ અનુસારજ અનુસરે છે. જુઠું બોલવું, ચોરી કરવી, પર સ્ત્રી ગમન કરવું તેમાં પાપ છે તે કોણ નથી જાણતું ? આવું જાણ્યા છતાં, ઉપરના દુર્ગણોની જેને ટેવ પડી હોય છે, તેવો કયો માણસ. આ દુર્ગુણો-માંથી મુક્ત રહી શકે છે ? ઘણા માણસો પડેલી આદત, પોતે નહિ ઇચ્છતા છતાં પણ છોડી શકતા નથી. આનું કારણ શું ? પ્રકૃતિ–સ્વભાવ–મનુષ્યની ઈચ્છા, તે મનુષ્યના વિચાર કરતાં વધારે બળવાન છે. આવા માણસે સુધરવું હોય તો પોતાની પ્રકૃતિ–સ્વભાવ (Tendency, inclination) બદલવી. પ્રકૃતિ બદલાતા કાર્ય આપો આપ બદલાઈ જશે. પ્રકૃતિ બદલવી–ગુણોમાં પરિવર્તન કરવું તે પણ એક અગત્યનું શાસ્ત્ર છે. ત્રિગુણ વિચાર એટલે પ્રકૃતિના ગુણો બદલવાની વિદ્યા–આત્મોન્નતિનું વિજ્ઞાન (Science of self culture).

મોહ પામેલા માણસનું વર્ણન ઉપર આવ્યું; તે ધ્યાનમાં લઈ હું કર્તા છું એવી માન્યતનો ત્યાગ કરવો. આતો ફક્ત નિષેધાત્મક સુચના (Negative hint) થઈ. ખરી માન્યતા કેવી હોવી જોઇએ તે

પણ જાણવાનું રહે છે. આ સંબંધમાં ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तत इति मत्वा न सज्जते ॥३-२८॥**

હે અર્જુન, જે માણસો તત્વવિત્ (Men who know the essence, right thinking men) છે તેઓ ગુગુ કર્મના વિભાગને બરોબર જાણે છે. તેઓ એમજ સમજે છે કે ગુણોજ ગુણોમાં પ્રવર્તે છે. આ પ્રમાણેની તત્વવિત્–ડાહ્યા–જ્ઞાની પુરૂષોની માન્યતા હોવાથી, તેઓ ગુણોમાં આસક્ત થતા નથી.

આ જગતમાં જે કંઇ સારૂં નરસું કાર્ય થાય છે તેમાં ખરૂં કારણ ગુણો (Attributes, Dispositions, Tendencies) છે. અમુક માણસ પોતાના ગુણ અનુસાર–પોતાની પ્રકૃતિ અનુસારજ અનુસરે છે. મહાભારત યુદ્ધ સળગાવનાર દુર્યોધન મુર્ખ નહતો. સારા સારા ગુરૂઓ પાસેથી તેણે જ્ઞાન સંપાદન કર્યું હતું. દુર્યોધન રાજા હતો. ન્યાય શું અને અન્યાય શું તે તે સમજી શકે તેવો હતો. પાંડવો વનવાસમાંથી આવ્યા બાદ તેમને રાજ્ય પાછું આપવું જોઇએ તે ન્યાય છે–તે પોતાનો ધર્મ છે તેમ તે જાણતો હતો આ પ્રમાણે જાણવા છતાં પણ તેની પ્રકૃતિ–તેનો

સ્વભાવ–તેના ગુણો દુરાગ્રહી હતા. આ કારણને લઇને ડાહ્યા માણસોએ–સાક્ષાત શ્રીકૃષ્ણે તેને સમજાવ્યા છતાં પણ સોયના નાકા જેટલી પણ જમીન પાંડવોને આપવા તેણે ના પાડી. દુર્યોધનની આ જીદનું–અન્યાયનું ખરૂં કારણ તો તેની પ્રકૃતિમાંજ હતું–તેની પ્રકૃતિના ત્રિગુણમાંજ હતું. દુર્યોધનની પ્રકૃતિમાં રજસ ગુણનું જોર હતું અને તેને લઇને તેનામાં લોભ અત્યંત હતો. દુર્યોધનમાં તમસ ગુણ રહેલો હતો; તેને લઇને તેનામાં વૈર ભાવની લાગણી ઉછળી રહી હતી. રજસ અને તમસ ગુણને બદલે જો તેનામાં સત્વ ગુણ પ્રબળ થયો હોત તો ભારતીય યુદ્ધ થવા ન પામ્યું નહોત.

સત્વ, રજસ. તમસ–ત્રણે ગુણોની એક બીજી સામાન્ય ખાસીયત છે. આ ત્રણે ગુણો દરેક માણસમાં રહેવાના તો ખરા. ત્રણ ગુણોમાં કોઇ પણ એક ગુણ નદન દૂર કરી (Can not be entirely eradicated) શકાય તેવો નથી. આ સંબંધમાં ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ॥**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥१८–४०॥**

પ્રકૃતિજન્ય આ ત્રણે ગુણોનું સામ્રાજ્ય

(Domination) કેટલું બહોળું છે કે તે ઉપરના શ્લોકમાં કહ્યું છે. પૃથ્વીપર તથા દેવલોકમાં કોઇ પણ એવી વ્યક્તિ નથી કે તે આ ત્રિગુણમાંથી મુક્ત હોય. પૃથ્વીમાં તથા સ્વર્ગલોકમાં પણ ત્રિગુણનું સામ્રાજ્ય છે.

ત્રણે ગુણ, પૃથ્વીથી તે સ્વર્ગ સુધીમાં પોતાની સત્તા જમાવી રહ્યા છે તો પછી મનુષ્યને સુધરવાને માટે–આત્મોન્નતિ કરવાને માટે કેવું તથા કેટલું ક્ષેત્ર રહે છે, એ પ્રશ્નનો પણ વિચાર કરવાની જરૂર છે. દરેક મનુષ્યમાં ત્રણે ગુણ રહે છે ખરા છતાં તેના ઓછા અગર વધતા પ્રમાણ પરથીજ મનુષ્યની ઉન્નતિ તથા અવનતિ આંકી શકાય છે. આ ત્રણ ગુણમાંથી સત્વ ગુણ ઉત્તમ છે, રજસ ગુણ મધ્યમ છે અને તમો ગુણ અધમ છે. આ પ્રમાણે ત્રણ પ્રકારના ગુણો છે. આ ત્રણ ગુણોમાંથી કોઇ પણ એક ગુણને આપણે તદન બાતલ કરી શકીએ નહિ પરંતુ તેમનું પ્રમાણ ઓછુંવત્તું કરવું હોય તો કરી શકાય. રજસ તથા તમસ ગુણનું પ્રમાણ ઓછું કરી સત્વ ગુણ વિકાસવવો તે આત્મોન્નતિનું (Self advancement) પહેલું પગથીયું છે.

સત્વ, રજસ તથા તમસ ગુણના પ્રમાણ પરથી મનુષ્યની જાતિ–મનુષ્યની ઉંચતા કે નીચતા નક્કી થાય છે. હિંદુ ધર્મના વર્ણાશ્રમ ધર્મ પર અત્યારે ગમે તેટલા વગર સમજ્યે આક્ષેપો ભલે થાય પરંતુ વર્ણાશ્રમનો આધાર ત્રિગુણના–સત્વ રજસ, તમસના પ્રમાણ પર આધાર રાખે છે. આ દ્રષ્ટિથી જોતાં જણાશે કે જગતમાં કોઈ પણ દેશ અગર સંસ્થા વર્ણાશ્રમ ધર્મ શિવાય રહી ટકી શકતી નથી. દરેક યુગમાં, દરેક દેશમાં સાત્વિક પ્રકૃતિના માણસો હોય છે. આવા માણસો હિંદુ ધર્મના બ્રાહ્મણ વર્ગને લગતા–મળતા હોય છે. રજસ પ્રકૃતિના પણ માણસો હોય છે. આવા માણસ આપણા ક્ષત્રિય તથા વણિક વર્ગને લગતા હોય છે. તમસ્ પ્રકૃતિના પણ મનુષ્યો હોય છે. તેઓ શુદ્ર વર્ગના હોય છે. આ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મની પાછળ એક મહાન સિદ્ધાંત રહેલો છે. ગુણનું પ્રમાણ તે મનુષ્યની ઉન્નતિમાપક યંત્ર જેવું છે.

આ મહત્વનો સિદ્ધાંત શ્રીમદ્ભગવદ્ ગીતામાં છે. તેમાં કહ્યું છે કેઃ—

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ ४-१३ ॥**

ભગવાન શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે ગુણ તથા

કર્મના વિભાગથી જ મેં ચાર વર્ણ સરજ્યા છે–પેદા કર્યા છે. મનુષ્યની ઉન્નતિ–ઉચ્ચ વર્ણ તેના ગુણને લઇને જ થાય છે.

આ સત્યને સ્પષ્ટ કરવા ગીતામાં વિશેષ પ્રયત્ન થયો છે. જે પ્રાણીઓ સરજાયલા છે–પેદા થયા છે તેઓ ગુણ કર્મ અનુસાર ઉચ્ચ નીચ સ્થિતિમાં સરજાયલા છે; એટલું જ નહિ પણ સરજાયલા જીવનો–હાલના મનુષ્યોના ભાવિ જન્મનો આધાર પણ તેમના હાલના ગુણકર્મ પર આધાર રાખે છે. આ સંબંધમાં ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ १३–२१ ॥**

ગુણોનો આસંગ ( Attraction towards gunas ) એ ભવિષ્યના સારા અગર નરસા જન્મનું કારણ છે. જે માણસોએ સારા ગુણોનું વિશેષ પ્રમાણ મેળવ્યું હશે તેઓનો જન્મ સારા વાતાવરણવાળી જગ્યાએ થશે. જે લોકોની ક્ષુદ્ર લાગણીઓ હશે–જેમનામાં તમસનું જોર હશે તેવા માણસોનો જન્મ તેમની તેવી પ્રકૃતિને અનુકુળ થાય તેવા અધમ વાતાવરણમાં–દેશમાં–જાતિમાં થાય છે.

ઉપરનો સિદ્ધાંત ઘણો સામાન્ય છે છતાં ઘણો

અગત્યનો છે. તેની વિશેષ વિગત પણ ભગવદ્‍ગીતામાં આપવામાં આવેલી છે.

**ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसा ॥१४-१८॥**

જે માણસો સત્વગુણવાળા છે–જેનામાં સત્વગુણ વધારે છે–જેઓએ સત્વગુણને બીજા બે ગુણો કરતાં વધારે વિકાસાવ્યો છે તેવા માણસોની ગતિ ઉર્ધ્વ–ઉપર (Upwards) થાય છે. રજસ વૃતિવાળા મધ્યમાં (in the middle )રહે છે. તમસ્ ગુણ એ બધાથી છેલ્લો–ઉતરતા પ્રકારનો ગુણ છે. આ કારણથી તામસી વૃતિવાળા માણસોને અધઃપાત ( Fall, downfall ) થાય છે. આ પ્રમાણે ગુણ પ્રમાણે જ મનુષ્યનો ભાવિ જન્મ થાય છે.

ત્રિગુણનું અગત્યનું સામાન્ય કાર્ય તથા ત્રિગુણની કેટલીએક અગત્યની સામાન્ય ખાસીયતોનો (Common peculiarities) અભ્યાસીને સહજ ખ્યાલ આવ્યો હશે. ત્રણે ગુણો કેટલા અગત્યના તત્વો છે તે જણાયું હશે. આખા જગત્‌ની–આખી સૃષ્ટિની વર્ણ વ્યવસ્થા ત્રિગુણ પરજ અવલંબીને રહેલી છે. ત્રિગુણનું સારૂં જ્ઞાન તે સૃષ્ટિના વિકાસમાં–આલમની ઉન્નતિમાં–આત્મ

વિકાસ માટે ઘણું જરૂરનું છે. ત્રિગુણનું વાસ્તવિક જ્ઞાન ધરાવનાર, તે ગુણોની ખાસીયતો જાણતો હોવાથી ત્રિગુણ ઉપર જલદી કાબુ મેળવી શકે છે. પોતાનામાં કોઈ હલકો ગુણ-દુર્ગણ હોય તો તે તુરત જ શોધી કાઢી શકે છે. આ દુર્ગુણને કેવી રીતે દુર કરવો તે પોતે શાસ્ત્રીય રીતે જાણી શકે છે-જાણીને સહેલાઈથી દુર કરી શકે છે.

ત્રિગુણનું વિગતવાર જ્ઞાન તે આત્મોન્નતિનું એક અગત્યનું સાધન છે. આ કારણને લઈને દરેક ગુણને કેવી રીતે ઓળખી કાઢવો, તેની ઓળખાણ કર્યા બાદ તેમાં કેવી રીતે ફેરફાર કરવો, આવા દરેક ફેરફારની આ જન્મમાં તથા ભાવી જન્મમાં કેવી રીતે અસર થાય છે, આ બધાનો આગળ વિચાર કરવામાં આવશે. ત્રિગુણનો વિચાર-ગુણત્રય વિભાગ એ વિષય એટલો અગત્યનો છે કે ગીતા જેવા નાના ગ્રંથમાં પણ આ વિષયને સ્પષ્ટ કરવા દરેક જુદી જગ્યાએ સુચના આપવામાં આવી છે તેટલું જ નહિ પરંતુ "ગુણત્રય વિભાગ યોગ" નામનો એક આખો ચૌદમો અધ્યાય ભગવદ્ગીતામાં આપવામાં આવ્યો છે.

હવે પછીના પ્રકરણમાં દરેક ગુણનો જુદો જુદો

વિચાર કરવામાં આવશે; પરંતુ તે પ્રકરણો વાંચતાં પહેલાં આખો ચૌદમો અધ્યાય વાંચી જવામાં આવશે તો પાછલા પ્રકરણો વધારે સહેલાં લાગશે. આ અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ—

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ॥**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति॥१४-१९॥**

જ્યારે દ્રષ્ટા—મનુષ્ય ગુણ શિવાયનો કોઈપણ કર્તા નથી તેમ સમજે છે અને ગુણોનીપર—પેલે પાર (Beyond guna) જે મહાન તત્વ છે તેને તે ઓળખે છે ત્યારે મનુષ્ય મને—શ્રીકૃષ્ણ પરમાત્માને પામે છે—મનુષ્યનો મોક્ષ થાય છે. આ પરથી જણાશે કે ગુણોનું બરોબર જ્ઞાન મેળવવું—ગુણો શિવાય કોઈ કર્તા નથી તે જોવું-જાણવું-સમજવું-સમજીને આચારમાં ઉતારવું તે મોક્ષને માટે જરૂરનું છે. ગુણોના યથાવીધિ તથા સવિસ્તર જ્ઞાન મેળવ્યા શિવાય, મનુષ્યને આ જગતમાં શાંતિ મળતી નથી, તો મરણ બાદ મોક્ષ તો કયાંથીજ મળે? પુનર્જન્મના સંબંધમાં બધા દેશમાં, બધા માણસોના વિચાર સરખા નથી; છતાં પણ આ દુનિયામાં સુખેથી—શાંતિથી રહેવું તથા આપણી આજુબાજુના માણસોને સુખ તથા શાંતિ આપવા તે ધ્યેય

તો દરેક દેશને, દરેક ધર્મના અનુયાયીને માન્ય છે. આવા લોકોને માટે પણ પોતાનું ઉપરનું ધ્યેય પ્રાપ્ત કરવા સત્વ, રજસ, તમસ એ ત્રણ ગુણનું શાસ્ત્રીય તથા આચારમાં ઉતારી શકાય તેવું જ્ઞાન મેળવવું તે અગત્યનું છે. આવા દરેક માણસને માટે નીચેનો શ્લોક બહુ મનનીય છે.

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत।**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १४-१० ॥**

જ્યારે રજસ તથા તમસનો પરાજય થાય છે- જ્યારે રજસ તથા તમસ એ બે ગુણને દાબી દેવામાં આવે છે ત્યારે સત્વગુણનો પ્રકાશ થાય છે. સત્વ અને તમસનો પરાજય કરવાથી રજોગુણ વૃદ્ધિ પામે છે. સત્વ અને રજોગુણ દબાવવાથી તમોગુણ વૃદ્ધિ પામે છે.

ઉપરનો સિદ્ધાંત બહુ મનનીય છે. ગુણોની કાર્ય પદ્ધતિ આ શ્લોક પરથી જણાય છે-દરેક ગુણ ક્યારે વૃદ્ધિ પામે છે તે જણાય છે. અમુક સારા અગર નરસા ગુણની વૃદ્ધિ પર મનુષ્યની ઉન્નતિ તથા અવનતિનો આધાર છે. આ કારણથી હલકા-તમસ અને રજસ ગુણને દબાવી સત્વ ગુણની વૃદ્ધિ કરવી તે દરેક માણસને માટે જરૂરનું છે. તમસ તથા રજોગુણને કેવી

રીતે ઓળખી કાઢવા, ઓળખી કાઢયા બાદ તેમનું પ્રમાણ કેવી રીતે નક્કી કરવું, પ્રમાણ નક્કી કર્યા બાદ તમસ તથા રજસનું પ્રમાણ ઓછું કરી, સત્વગુણનું પ્રમાણ કેવી રીતે વધારવું તેનો હવે પછીના પ્રકરણોમાં વિચાર કરવામાં આવશે.

---

## પ્રકરણ ૮ મું.

---

# ત્યાજ્ય તમોગુણ.

સત્વ, રજસ તથા તમસ એ ત્રણે ગુણોમાંથી, તમસ-તમોગુણ તે સૌથી ઉતરતા પ્રકારનો ગુણ છે. આ ગુણોનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેનો મુખ્ય આશય એ છે કે અભ્યાસીને તે ગુણ ઓળખવાની સગવડ પડે. પોતાના બંધારણમાં-મનુષ્યના બંધારણમાં તમોગુણનું કેટલું પ્રમાણ છે તે દરેક જણે નક્કી કરવાની જરૂર છે.

ગુણ એ બહુજ બારીક તત્વ છે. તેને ઓળખી કાઢવા તથા તેનું પ્રમાણ નક્કી કરવું તે બહુ મુશ્કેલીનું

કાર્ય છે. ગુણ પરીક્ષા એ બહુજ વિકટ કાર્ય છે ખરૂં પરંતુ તે તદન અશક્ય નથી. ગુણ પરીક્ષાના ઉપર મનુષ્યના ભાવિ ચારિત્ર્ય તથા ભાવિ ઉન્નતિનો આધાર હોવાથી, દરેક અભ્યાસીએ આ દીશામાં શરૂઆતથીજ ધ્યાન આપવાની જરૂર છે.

ગુણ પરીક્ષાનું કાર્ય કરવામાં ફતેહમંદ નીવડવાને માટે શરૂઆતમાંજ કેટલીક સંભાળ રાખવાની જરૂર છે. આ પ્રકરણમાં તથા હવે પછીના પ્રકરણમાં જે જે સુચનાઓ આપવામાં આવે તેનો બહુજ બારીકાઇથી અભ્યાસ કરવાની જરૂર છે. એકાદ બે વખત આ પ્રકરણો વાંચ્યા એટલુંજ બસ નથી. દરેક અભ્યાસીએ આ પ્રકરણો વારંવાર વાંચી, દરેક શબ્દની પાછળ રહેલ અર્થનો વિગતવાર વિચાર કરવો. આવો વિચાર કરતાં જે જે શંકા જણાય તે શંકાનું સમાધાન ઘણે ભાગે આ પુસ્તકમાંથીજ મળી આવશે. જો તેમ ન થાય તો કોઇ સારી ટીકાવાળી ભગવદ્‌ગીતામાંથી અગર તો કોઇ વિશેષ આગળ વધેલ અભ્યાસીને પુછીને ખુલાસો મેળવવો.

દરેક ગુણનું સામાન્ય જ્ઞાન મેળવ્યા બાદ દરેક અભ્યાસીએ આત્મ નિરીક્ષણની (Self introspection)

ટેવ પાડવી. આત્મ નિરીક્ષણ એટલે પોતાની અંદર તમસ ગુણનું પ્રમાણ કેટલું છે તે જાણવાની અને નક્કી કરવાની હંમેશની ટેવ. મનુષ્યની કેટલીએક ખાસીયતો પરથી ( Charactoristics ) અમુક ગુણના પ્રમાણનું અનુમાન કરી શકાય છે.

અસલના વખતમાં ગુરૂ પાસે શિષ્યો અભ્યાસ કરવા જતા, તેનું મુખ્ય કારણ આજ હતું. ગુરૂઓ વિદ્વાન, અનુભવી, સ્વાર્થત્યાગી તથા શિષ્યની ઉન્નતિમાં ઉત્સાહ લેનારા હતા. આવા ગુરૂઓ, શિષ્ય હાજર થતાની સાથેજ તેનામાં કયો ગુણ કેટલા પ્રમાણમાં છે તે નક્કી કરતા. ગુણનું પ્રમાણ નક્કી કર્યા બાદ ગુરૂઓ શિષ્યને તેની પ્રકૃતિ અનુસાર–તેના ગુણપ્રમાણ પ્રમાણે યોગ્ય તાલીમ આપતા. આ પ્રમાણે અપાયેલ કેળવણી ઉત્તમ ફળ આપતી.

હાલના જમાનામાં આદર્શ ગુરૂઓનો ઘણીખરી જગ્યાએ અભાવ છે. આદર્શ ગુરૂના અભાવની ખોટ પુરી પડી શકે તેવી નથી; છતાં પણ આત્મોન્નતિ કરનાર અભ્યાસીને કંઇક વ્યવહારૂ સૂચના (Practical hints) મળે તે હેતુથીજ આ પ્રકરણો લખાયેલા છે.

ગુરૂ ગમે તેટલા ઉચ્ચ અભિલાષી હોય છતાં પણ જ્યાં સુધી શિષ્ય પોતે ઉત્સાહી ન હોય–મહેનતુ ન હોય–કાર્યદક્ષ ન હોય–સતત્ અભ્યાસ કરવાની તીવ્ર ઇચ્છાવાળો ન હોય ત્યાં સુધી એકલા ગુરૂની શુભેચ્છા બહુ કાર્ય કરી શકે નહિ. આ કારણથી શિષ્યનો–અભ્યાસીનો ઉત્સાહ તથા અભ્યાસ જરૂરના છે. અભ્યાસમાં ઘણીક બાબતનો સમાવેશ થાય છે. અભ્યાસ પદ્ધતિમાં આત્મનિરીક્ષણ એ બહુ અગત્યનું સાધન છે. આત્મનિરીક્ષણ ( Self Introspection ) શિવાય આત્મોન્નતિ ( Self Advancement ) નથી.

અમુક વ્યક્તિનું ગુણપ્રમાણ નક્કી કરવાના–તેની પ્રકૃતિ નકકી કરવાના ઘણા રસ્તા છે. આ બધામાં પ્રથમની ઉપયોગી બાબત તેનો આહાર–ભોજન (Food, diet) છે. મનુષ્યના સ્થૂલ શરીરનું બંધારણ મુખ્યત્વે કરીને મનુષ્યના આહાર–ખોરાક પર આધાર રાખે છે. સામાન્ય રીતે દરેક મનુષ્ય દહાડામાં બે વખત જમે છે. અમુક મનુષ્યને કેવા પ્રકારનો આહાર–કેવા પ્રકારનું ભોજન પ્રિય છે તે પરથી પણ માણસ પોતાની પ્રકૃતિની–પોતાના ગુણપ્રમાણની પરીક્ષા કરી શકે છે.

આ સંબંધમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

**यातयामं गतरसं पूति पर्युषितं च यत्।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१७-१०॥**

તામસિક પ્રકૃતિના માણસોને કેવો આહાર પ્રિય હોય છે તે બાબતનું ઉપરના શ્લોકમાં સારૂં વર્ણન છે. યાતયામ–અર્ધપક્વ થયેલો ( Half cooked ), ગતરસ–રસરહિત–સ્વાદરહિત ( Tasteless, dried ), પૂતિ–દુર્ગંધવાળો ( Putrid, bad smelling ), પર્યુષિત–આગલા દીવસનો પકાવેલો–વાસી ( Stale ), ઉચ્છિષ્ટ–છાંડેલો ( Leavings ), અમેધ્ય–અપવિત્ર–અસ્વચ્છ ( Unclean ), ખોરાક તામસી માણસોને પ્રિય હોય છે. આવો ખોરાક દરેક ધર્મશાસ્ત્રોએ નિષિદ્ધ (forbidden) ઠરાવેલો છે. આરોગ્ય વિદ્યાની દ્રષ્ટિથી જોતાં પણ જણાશે કે આવો ખોરાક મનુષ્ય શરીરને હાનિકારક છે. આવા ખોરાકથી શરીરમાં તાકાત ( Vitality ) કમી થાય છે. તાકાત–બળ કમી થતાં મનુષ્યને કામ કરવા તરફ કંટાળો આવે છે. આવો કંટાળો ઉત્પન્ન થયો કે આળસ આવે છે. આળસની સાથે વિલંબ વગેરે દુર્ગુણો લાગે છે. આવા માણસનું–તામસિક પ્રકૃતિવાળા માણસનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ—

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।**
**तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदनं ॥ १४-१३ ॥**

તમોગુણની વૃદ્ધિ થતા, માણસમાં ક્યાં ક્યાં લક્ષણો–ચિન્હો–નિશાનીઓ આવે છે તે હકીકત ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને સમજાવે છે. અપ્રકાશ–બોધ ગ્રહણ કરવાની અયોગ્યતા--જડતા–બુદ્ધિની મંદતા ( Darkness, absence of illumination, sluggishness, Dullness ), અપ્રવૃત્તિ--કાર્ય કરવામાં નિરૂત્સાહ (Stagnation, Inertness), પ્રમાદ (Idleness) મોહ ( Delusion ), એ તમસમાંથી ઉત્પન્ન થાય છે. તમોગુણ વૃદ્ધિ પામતાંની સાથે ઉપરના દુર્ગણો માણસમાં સહજે આવી જાય છે. ઉપરના દુર્ગણો અગર તેમાંથી થોડા પણ જણાય કે તુરતજ અભ્યાસીએ સાવચેત થવાની જરૂર છે.

તમસ ગુણ જે માણસમાં વૃદ્ધિ પામેલ હોય તે માણસ ગમે તે કાર્ય કરે તો તેમાં અમુક પ્રકારની ખામીઓ આવે છે. તામસ કર્તાનું વર્ણન કરતાં શ્રીકૃષ્ણ કહે છે કે:—

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ १८-२८ ॥**

અયુક્ત--વ્યગ્ર ચિત્તવાળો (Unbalanced-wandering), પ્રાકૃત--પામર (Vulgar) સ્તબ્ધ (Arrogant) શઠ-ઠગારો (Deceitful Dishonest) અલસ-આળસુ (lazy) વિષાદી-ખેદ પામતો (Desponding, desparing), દીર્ઘસૂત્રી-શંકાશીલ (Procrastinating) આવા પ્રકારનો કર્તા તે તામસિક ગણાય છે. જે માણસમાં તમસ ગુણ વૃદ્ધિ પામેલો હોય તેઓમાં ઉપરની ત્રુટિઓ (Short Comings) હોય છે.

જેવો કર્તા તેવું કાર્ય. કર્તાની છાપ કાર્યપર પડે છે. કર્તા પરથી કાર્યનું તથા કાર્ય પરથી કર્તાનું અનુમાન થાય છે. તામસિક પ્રવૃતિવાળાનું કાર્ય કેવું હોય છે તેનું પણ વર્ણન શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહેલું છે. તામસિક માણસો પણ ધાર્મિક જેવા દેખાતા કાર્યો-દાન, યજ્ઞ, તપ તથા તેને અંગે જોઇતો જરૂરનો ત્યાગ (Sacrifice) કરે છે ખરા. મુદ્દાની હકીકત એવી છે કે તામસિક મનુષ્યોના દાન, તપ, યજ્ઞ, ત્યાગ જેવા પુણ્ય કાર્યમાં પણ તેની તામસિકવૃત્તિ આગળ પડે છે. આ કારણથી દાન વિગેરેથી જે ઉચ્ચ સ્થિતિની પ્રાપ્તિ બીજાઓને થાય છે તેવી તામસિક વૃતિવાળાને થતી નથી. આમ નહિં થવાનું કારણ સ્પષ્ટ છે. તામસિક દાનનું નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છે.

**अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।**
**असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ १७-२२ ॥**

તામસી લોકો જે દાન કરે છે તેમાં પાત્રાપાત્ર (fit or unfit) યોગ્ય દેશ (right place) યોગ્ય વખતનો (right time) વિગેરેનો કંઇ પણ વિચાર હોતોજ નથી; આટલુંજ નહિ પરંતુ તામસી દાન આપનાર દાન લેનારનો સત્કાર કરતો નથી. ઘણીક વખતે તો દાન લેનાર પ્રત્યે તેની અવજ્ઞા–તિરસ્કાર (Contempt) બુદ્ધિ પણ હોય છે.

તામસી માણસ ઘણીક વાર તપ પણ કરે છે. તામસી માણસના તપનું વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

**मूढग्राहेणात्मनो यत् पीडया क्रियते तपः ।**
**परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १७-१९ ॥**

દુરાગ્રહપૂર્વક, બીજા માણસનું બુરૂં કરવાની ઇચ્છાથી પોતાનો શરીરને પીડા કરવી તેજ તામસી માણસોનું તપ હોય છે. જારણ મારણના પ્રયોગો આવા પ્રકારના હોય છે. નાક કાપીને પણ અપશુકન કરવું તે પ્રકારનું આ તપ હોય છે. રાવણનું તપ આવા પ્રકારનું તપ હતું.

જેવું તામસી પ્રકૃતિનું તપ તેવોજ તેનો યજ્ઞ હોય છે. તામસી યજ્ઞનું ગીતામાં નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છે.

**विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १७-१३ ॥**

તામસી યજ્ઞ, શાસ્ત્ર વીધિ વગરનો, મંત્ર વગરનો, અન્નદાન વગરનો તેમજ શ્રદ્ધા વગરનો હોય છે. ઉચ્ચ પ્રકારના યજ્ઞમાં જે જે વાત જરૂરની છે તે બધાનો તામસીક લોકો ત્યાગ કરે છે.

ઉપરના તામસીક માણસોના કાર્ય પરથી જણાશે કે તેઓનું બધું કાર્ય વિપરીતજ હોય છે. આ પ્રમાણે તામસીક વૃતિવાળાનું બધું કાર્ય ઉંધું હોવાનું મુખ્ય કારણ તેની બુદ્ધિ છે.

બુદ્ધિ કર્માનુસાર હોય છે એ સત્ય સર્વ દેશીય છે; પરંતુ એ હકીકત પણ ખરી છે કે કર્મ પણ બુદ્ધિ અનુસાર પ્રવર્તે છે. આ પ્રમાણે કર્મ પ્રમાણે બુદ્ધિ અને બુદ્ધિ પ્રમાણે કર્મ એવો પ્રવાહ ચાલ્યા કરે છે.

તામસી માણસોની બુદ્ધિનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ—

**अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।**
**सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी।१८-३२।**

જે માણસની બુદ્ધિ તમસ ગુણથી ઘેરાઇ ગઈ હોય છે-જ્યારે માણસમાં તમોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે તે અધર્મ-અકાર્યને મોહથી ધર્મ-કાર્ય માને છે. સર્વ અર્થને-સઘળી બાબતોને આવી બુદ્ધિવાળો માણસ વિપરીત ( Perverted ) જુવે છે.

જે માણસનો આહાર, આચાર તથા વ્યવહાર ઉપર જણાવ્યા પ્રમાણેનો હોય, જેની બુદ્ધ વિપરીત હોય, જે ધર્મને અધર્મ જાણે અધર્મને ધર્મ જાણે, તેવા માણસની આ લોકમાં પણ ઉન્નતિ થાય નહિ તો પછી પરલોકનું-પુનર્જન્મનું તો પુછવુંજ શું ? આ સંબંધમાં ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે:—

**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १४-१५ ॥**

તામસી પ્રકૃતિના માણસો મૂઢ યોનિમાં જન્મ લે છે-આવા માણસોની અધોગતિ થાય છે-આવા માણસો આસુરી યોનિમાં-આસુરી સ્વભાવવાળા કુંટુંબમાં જન્મે છે. ત્યાં તેમની શી ગતિ થાય છે તે પણ ગીતામાં જણાવ્યું છે.

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥ १६-२० ॥**

આસુરી યોનિમાં એક વખત ગયા બાદ, મૂઢ લોકો-તામસી પ્રકૃતિવાળા લોકો, મને-શ્રીકૃષ્ણને પામ્યા વગર અધોગતિનેજ પામે છે.

તમોગુણનું સ્વરૂપ તથા તેનું પરીણામ ઉપર જણાવેલું છે. પોતાની ઉપર જણાવ્યા પ્રમાણેની આ લોકમાં તથા પરલોકમાં અધોગતિ ન થાય તે બાબતની દરેક માણસે દરકાર રાખવાની જરૂર છે. તમોગુણનું પરીણામ બહુજ ભયંકર છે ખરૂં; પરંતુ તેમાંથી ઉગરવાને માટે-તેમાંથી બચવાને માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં સહેલો અને સચોટ માર્ગ બતાવેલો છે. ધીમે ધીમે પણ મક્કમતાથી જો માણસ પ્રયત્ન કરે તો તે પોતાનો સ્વભાવ-પોતાની પ્રકૃતિ-પોતાનો તમોગુણ પણ બદલાવી શકે છે.

ઉપરની સુચના ધ્યાનમાં રાખવામાં આવશે-ધ્યાનમાં રાખી તે મુજબ આત્મ નિરીક્ષણ કરવાની માણસ-અભ્યાસી ટેવ પાડશે તો તેનો ચારિત્ર્યમાં ટુંક મુદતમાંજ અજબ જેવો ફેર પડશે. માણસ ગમે તેટલો અધમ હોય-ગમે તેટલો તામસી હોય પરંતુ

પોતાની પ્રકૃતિને તે બરોબર ઓળખે કે તુરતજ પ્રકૃતિ બદલાવા માંડે છે. પ્રકૃતિ એકાએક બદલાતી નથી. તામસી પ્રકૃતિવાળા અભ્યાસીએ ધીમે ધીમે તામસગુણ ઓછો કરી-તામસ ગુણવાળા કાર્યો કરવા બંધ કરી–રાજસગુણ તરફ વળવું. આ પ્રમાણે ગુણ પરિવર્તન કરવાની ઇચ્છા રાખનાર અભ્યાસીને શરૂઆતમાંજ એક કુંચી બતાવવામાં આવી છે. એક અભ્યાસી ફક્ત તેનેજ વળગી રહેશે તો તેટલા પરથી પણ તે બહુ આગળ વધી શકશે.

મનુષ્ય જીવનનું માનસ શાસ્ત્રની (Psychology) ની દ્રષ્ટિથી નિરીક્ષણ કરીએ તો જણાશે કે તેના દરેક કાર્ય અમુક હેતુને લઇને કરવામાં આવે છે. આ સિદ્ધાંત દરેક મનુષ્યને લાગુ પડે છે. રાજા હોય કે રંક હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય–ગમે તે હોય. દરેકને અમુક ઇચ્છા–વાસના–કામના–આકાંક્ષા હોય છે. ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવી, પ્રાપ્ત કર્યા બાદ તે સંઘરી રાખવી, પ્રાપ્ત કરતાં તથા સંગ્રહ કરતાં વિરોધ કરે તેના પ્રત્યે ક્રોધ કરવો એ સર્વ મનુષ્યની સામાન્ય પ્રવૃતિ છે. આ મહાન સત્ય ભગવાન વેદ વ્યાસની ધ્યાન બહાર નહતું. મનુષ્ય

સ્વભાવ તથા મનુષ્યની પ્રકૃતિને અનુસરી તેણે આત્મોન્નતિ કરનાર અભ્યાસીને માટે એક બહુજ સરળ, સાદો, છતાં બહુજ અગત્યનો સિદ્ધાંત બતાવ્યો છે. આ સિદ્ધાંત પ્રમાણે ચાલવાથી માણસ ( Mistake proof ) ભૂલથાપમાં પડતો અટકે છે. આ સંબંધમાં ભગવાન વ્યાસે કહ્યું છે કેઃ—

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्।१६-२१।**

આ જગતમાં નર્કના દ્વાર-પાપના રસ્તા-અધોગતિના ત્રણ માર્ગ છે. કામ ક્રોધ અને લોભ. આ ત્રણેને-કામ, ક્રોધ, લોભને તજી દેવા-છોડી દેવા.

હિંદુસ્તાનનો તો નહિ પરંતુ આખી દુનિયાનો ઇતિહાસ તપાસવામાં આવે તો પણ જણાશે કે આ દુનિયામાં જેટલા વિગ્રહ થયા છે-જેટલું દુઃખ જગત પર આવેલું છે તે અમુક વ્યક્તિ અગર દેશના કામ, ક્રોધ, અગર લોભને લઇનેજ આવ્યું છે. જેમ વીંછીનો ડંખ કાઢી નાંખવાથી તેનું ઝેર ચાલ્યું જાય છે, જેમ સાપના દાંત પાડી નાંખવાથી તે ઝેરી મટી જાય છે તે પ્રમાણે ગમે તેવું કાર્ય હોય છતાં પણ તે કરતી વખતે

કામ, ક્રોધ અને લોભની વૃતિ છોડી દેવામાં આવે તો તે કાર્ય કોઇ વખત દુઃખ ઉત્પન્ન કરનાર થતું નથી.

ઉપરનો શ્લોક તથા તેની અંદર જણાવેલો સિદ્ધાંત બહુજ મનનીય છે. એકાદ વખત વાંચવાથી આ સત્ય હ્રુદયમાં ઉતરતું નથી. આ સત્યનો સતત્ વિચાર કરવાથીજ તેનો પ્રકાશ આપણા પર પડે છે. પોતાના કાર્યમાંથી, કામ, ક્રોધ તથા લોભની ભાવના કાઢી નાંખવી તે ઉચ્ચ દશાને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર અભ્યાસીને માટે પહેલું પગથીયું છે.

---

## પ્રકરણ ૯ મું.

---

# પ્રવૃતિમય રજોગુણ.

રજોગુણ એ ત્રિગુણમાં મધ્યવર્તી ગુણ છે. ઉન્નતિક્રમમાં આ ગુણ તમોગુણથી–તમોગુણને મુકાબલે કંઈ ઉચ્ચ પ્રકારનો છે; જ્યારે સત્વગુણ સાથે સરખાવતા આ ગુણ સહજ ઉતરતા પ્રકારનો છે. સૃષ્ટિને ધારણ કરી રાખવામાં ત્રણે ગુણો એક સરખાજ ઉપયોગી છે. આ દ્રષ્ટિથી જોતાં કોઇ એક ગુણ બીજા કરતાં વધારે અગર

ઓછો ઉપયોગી હોઈ શકે નહિ. જેમ મનુષ્ય શરીરને માટે પગ તથા મસ્તક બંન્ને અગત્યના છે તેજ પ્રમાણે વૈરાટ્ પુરૂષના શરીરને માટે–સમાજને માટે ત્રણે ગુણો સરખાજ અગત્યના તથા ઉપકારક છે. આ પ્રમાણે હોવા છતાં જેમ મનુષ્યના પગ સાથે સરખાવતાં તેનું પેટ વધારે અગત્યનું છે, તેમજ પેટ સાથે સરખાવતા માથું વધારે અગત્યનું છે, તેજે પ્રકારે ઉન્નત સ્થિતિને પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખનાર અભ્યાસીને માટે તમોગુણ કરતાં રજોગુણ વધારે ઉચ્ચ છે અને રજોગુણ કરતાં સત્વગુણ વિશેષ ઇચ્છવા લાયક છે.

રજોગુણનું મુખ્ય કામ (Function) પ્રવૃતિ (Activity. driving force) આપવાનું છે. જેટલે દરજ્જે માણસમાં રજોગુણ વધારે તેટલે દરજ્જે તેની પ્રવૃતિ વધારે. રજોગુણના મિશ્રણ સિવાય કેવળ તમો-ગુણ અગર સત્વગુણથી નિર્વાહ થઇ શકે નહિ. સાંખ્ય શાસ્ત્રમાં પણ રજોગુણને ત્રિગુણમાંનો એક ગુણ ગણેલ છે; છતાં પણ રજોગુણને ફક્ત પ્રવૃતિમય તત્વ ગણીએ અને ત્રિગુણને બદલે દ્વિગુણ ગણીએ તો પણ તત્વની દ્રષ્ટિથી કશો તફાવત પડે તેમ નથી. આ કારણને લઇને વ્યવહારિક દ્રષ્ટિએ કેટલાએક તત્વવેત્તા તમસગુણ તથા

સત્વગુણ એવા બે ગુણો છે. જે જે પ્રવૃતિ જગતના વિકાસક્રમને પાછળ પાડે છે, જે જે પ્રવૃતિથી દુનિયામાં દુઃખ, આળસ, અજ્ઞાનનો વધારો થાય છે, તે દરેક પ્રવૃતિને તામસી પ્રવૃતિ કહી શકાય. તામસનું વિરોધી તત્વ સત્વગુણ છે. દુનિયામાં જે જે પ્રવૃતિથી જ્ઞાનનો વધારો થાય-જે જે પ્રવૃતિથી જગતનો ઉન્નતિક્રમ આગળ વધારી શકાય તે દરેક પ્રવૃતિ સત્વગુણનું પરિણામ છે. આ પ્રમાણે ધર્મ અને અધર્મ, કાર્ય અને અકાર્ય, સારૂં અને નરસું, શુભ અને અશુભ, જે જે જગતમાં જણાય છે તે ફક્ત તમોગુણ અને સત્વગુણનું જ કાર્ય છે.

જેમ ઘોડા શિવાય ગાડી નકામી છે, જેમ "એનજીન" શિવાય ટ્રેન નકામી છે, તેમ રજોગુણના મિશ્રણ શિવાય તમસ્ગુણ અને સત્વગુણ નકામા છે. ગમે તેવું સારૂં અગર ખરાબ કાર્ય હોય પરંતુ તે કરવામાં ન આવે ત્યાં સુધી તેની સારી કે માઠી અસર થતી નથી. સારા અગર માઠા વિચારને કાર્યનું રૂપ આપનાર-ગતિમાં મુકનાર રજસગુણ છે. જો સારા માણસમાં રજોગુણનું પ્રમાણ (Driving force) વધારે હોય તો તે વધારે પ્રમાણમાં લોકોનું ભલું કરી

શકે છે. ખરાબ માણસમાં રજોગુણનું પ્રમાણ વધારે હોય તો તે ખરાબ પણ વધારે કરી શકે છે. આ પ્રમાણે રજોગુણ તો તટસ્થ ગુણ જેવો છે. સ્વાતિ નક્ષત્રના વરસાદ જેવો છે. સત્વગુણમાં-સત્વગુણી માણસોમાં તેનું બિંદુ પડે તો તે મહા મૂલ્યવાન મોતી-લોકોપકારક કાર્ય-પુણ્ય કાર્યનું રૂપ લે છે; પરંતુ જો સપના મુખમાં-તામસી પ્રકૃતિવાળા મનુષ્યોમાં રજસ ગુણનું બિંદુ પડે તો વિષરૂપ-લોકોને હાનિકારક કાર્યરૂપ-અઘોર પાપકર્મનું રૂપ લે છે. રજોગુણની આ ખાસીયત સમજવાથી તેનો પ્રવાહ યોગ્ય રસ્તે વાળવાની-તેને સત્વગુણમાં યોજવાની કેટલી જરૂર છે તે જણાશે.

રજોગુણ વૃદ્ધિ પામતાં માણસની મનોવૃતિ તથા પ્રવૃતિમાં કેવા પ્રકારનો ફેરફાર થાય છે તે અર્જુનને સમજાવતાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ—

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १४-१२ ॥

હે ભારત-અર્જુન રજોગુણ વૃદ્ધિ પામતાંનાં સાથે માણસમાં લોભ, પ્રવૃતિ, આરંભ (Outgoing

energy) કર્મ કરવામાં અશમ-અસંતોષ અને સ્પૃહા ઇચ્છા (Desire) નો વધારો થાય છે. વૃદ્ધિ પામતા રજોગુણના આ મુખ્ય લક્ષણો છે. રજોગુણી માણસના આહાર, વ્યવહાર, દાન, તપ, પૂજા, કર્મ વિગેરે તમામ વ્યવહારમાં આ લક્ષણો બહાર પડી આવે છે.

રજોગુણી માણસના આહારનું વિવેચન કરતાં ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

कट्‌वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशौकामयप्रदाः ॥ १७–९ ॥

રાજસીક પ્રકૃતિવાળા માણસને કડવો, ખાટો, ખારો, ઘણો ગરમ, ઘણો તીક્ષ્ણ, સુકો અને દાહ ઉત્પન્ન કરે તેવો ખોરાક સામાન્ય રીતે પ્રિય હોય છે. આવો આહાર તામસીક આહારની સાથે સરખાવતા પ્રમાણમાં ચડીયાતો છે ખરો; પરંતુ આરોગ્ય વિદ્યાની દ્રષ્ટિથી જોતાં શરીરને પરીણામે દુઃખ તથા શોક ઉત્પન્ન કરે તેવો છે. આવા આહારથી મનુષ્યમાં અમુક જાતના દરદો પેદા થવા સંભવ છે,

રજોગુણી માણસ ગમે તે કાર્ય કરે તો તે દરેક કાર્યમાં તેનું અહં (Egoism) તથા મમત્વ (Mineness)

આગળ પડે છે. આત્મ પ્રતિષ્ટા (Self glorification) એજ રાજસી વૃતિવાળા માણુસનુ કેંદ્ર બિંદુ હોય છે. રાજસી કર્મનું વર્ણન આપતાં ગીતામાં કહ્યું છે કેઃ—

**यतु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।**
**क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ १८-२४ ॥**

કામની-ઇચ્છાની-વાસનાની તીવ્ર ઇચ્છાથી કરેલું (Action done by intense longing), અહંકાર પૂર્વક તથા બહુજ આયાસ-મહેનત-મુસીબતે કરેલું કામ રાજસિક કર્મ કહેવાય છે.

જેવું કર્મ તેવો કર્તા. કર્મ એ કર્તાની બુદ્ધિનું બ્રાહ્ય અને મૂર્ત સ્વરૂપ છે. આ કારણથી રાજસી કર્તાનું સ્વરૂપ પણ જાણવું જરૂરનું છે. શ્રીમદ્‌ ભગવદ્‌ ગીતામાં કહ્યું છે કેઃ—

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ १८-२७॥**

કર્મના ફળમાં રાગ ધરાવનાર-કર્મના ફળની આશાથી કર્મ કરનાર, લુબ્ધ—લોભી, હિંસાત્મક, અશુચિ -અપવિત્ર, હર્ષ તથા શોકથી ખુશી તથા દીલગીર થાય

તે કર્તા રાજસીક કર્તા છે. જે માણુસમાં લોભ છે–અમુક ઇચ્છિા સંતોષવા કર્મ કરે છે તે માણુસની ઇચ્છા પ્રમાણે કાર્યનું ફળ ન આવે તો પોતે દુઃખી થાય તે સ્વાભાવિકજ છે. આવો માણુસ ત્યાગ બુદ્ધિથી નહિ પણ આત્મોન્નતિ (Self aggradisement) માટેજ બધા કમ કરે છે. પોતાની ઇચ્છા બર આવે તો તેને હર્ષ થાય છે તથા પોતાની ઇચ્છિા બર ન આવે તો આવા માણુસને શોક થાય છે.

રાજસી કર્મ તથા રાજસી કર્તાનું સામાન્ય વર્ણન કર્યા બાદ, શ્રીમદ્ ભગવદ્ગીતામાં, બીજા પણુ વિશેષ રાજસી કાર્યોનું (Specification) વર્ણન છે તે તરફ પણુ દ્રષ્ટિ નાંખવાની જરૂર છે.

यतु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ १७–२१ ॥

પ્રત્યુપકારની (Return obligation) આશા રાખીને, કાયના ફળની આકાંક્ષા રાખીને, કલેશ યુકત (Grudging) કરવામાં આવેલું દાન રાજસી દાન કહેવાય છે. રાજસી માણુસોનું દાન તે દીર્ઘદ્રષ્ટિની સ્વાર્થ બુદ્ધિ (foresighted selfishness) છે.

ઇચ્છિત ફળ પ્રાપ્ત કરવાની કીંમત રૂપે આ દાન આપેલું હોવાથી આવા કાર્યથી કર્તાની વેપારી બુદ્ધિ (bargain) જણાઈ આવે છે.

દાનને પદ્ધતિસર મોટું રૂપ અપાય ત્યારે દાન, યજ્ઞ ભાવનાનું રૂપ ધારણ કરે છે. આ કારણને લઇને રાજસી પ્રકૃતિવાળા માણસોની દાન કરવામાં જેવી અને જેટલી સ્વાર્થબુદ્ધિ હોય છે તેવી અને તેટલીજ તેમની સ્વાર્થ બુદ્ધિ યજ્ઞ કરતી વખતે પણ કાયમ રહે છે. આ બાબતમાં શ્રીમદ્‌ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

**अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १७-१२ ॥**

યજ્ઞના ફળનો અભિસંધિ રાખીને-યજ્ઞના ફળ તરફ દ્રષ્ટિ રાખીને. દાંભિક વૃત્તિથી, કરવામાં આવેલ યજ્ઞ રાજસ યજ્ઞ કહેવાય છે. આ પ્રમાણે રાજસી માણસોની યજ્ઞ ભાવના પણ વ્યાપાર બુદ્ધિ તથા અહંભાવથી દુષિત થયેલા હોય છે.

યજ્ઞ તથા દાનની ભાવનામાં ત્યાગ બુદ્ધિની જરૂર પડે છે. તપ કરવામાં આવા આર્થિક ત્યાગની જરૂર

નથી. શરીરપર કાબુ તથા ઇંદ્રિય દમન એ તપનો મુખ્ય હેતુ હોય છે. ઇંદ્રિય દમન કરવામાં પણ રાજસી વૃતિવાળા કેવા સ્વાર્થી આશયથી વર્તે છે તે પણ ગીતામાં જણાવેલું છે.

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १७-१८ ॥

સત્કાર, માન, પૂજા, તથા દંભપૂર્વક કરવામાં આવેલું તપ રાજસી તપ કહેવાય છે. આ પ્રમાણે ઇંદ્રિય દમન કરવામાં પણ બીજાનો સત્કાર પામવાની પામર બુદ્ધિથી રાજસી પ્રકૃતિના માણસો દોરાય છે.

રાજસી પ્રકૃતિના માણસોના સામાન્ય કાર્ય તથા વિશેપ કાર્યનું સ્વરૂપ આપણે તપાસ્યું.

ઉપરના કાર્યોપરથી, તે કાર્યની પ્રેરક બુદ્ધિ કેવા પ્રકારની હોવી જોઇએ તેનું અનુમાન કરવાનું બહુ મુશ્કેલ પડે તેમ નથી. ફળેચ્છા-કર્મનો બદલો એ રાજસી માણસના દરેક કાર્યનું મધ્ય બિંદુ છે. આ કારણથી તેની બુદ્ધિ પણ તેવા પ્રકારની હોવી જોઇએ. આ સંબંધમાં ગીતાજીમાં કહ્યું છે કે:—

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥१८-३१॥

જે બુદ્ધિવડે ધર્મ અધર્મ, કાર્ય તથા અકાર્યને બરોબર જાણી શકાય નહિ તે બુદ્ધિ રાજસી છે.

રાજસી પ્રવૃતિવાળો માણસ હંમેશાં કામેચ્છુ-સુખની તીવ્ર ઇચ્છા રાખનાર હોય છે; છતાં સુખ બાબતમાં તેના વિચાર ભુલ ભરેલા હોય છે. રાજસી વૃતિવાળા માણસોના સુખના વિચારો કેવા હોય છે તેનું વર્ણન પણ ગીતામાં કરવામાં આવેલું છે.

**विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ १८-३८ ॥**

વિષય (Objects) અને ઇંદ્રિયો (Senses) ના સંયોગથી (Contact) ઉત્પન્ન થતું સુખ શરૂઆતમાં અમૃત જેવું મધુર લાગે છે; પરંતુ પરિણામે આવું દેખાતું સુખ, વિષ-ઝેર જેવું ભયંકર હાનિકારક માલુમ પડે છે.

શરૂઆતમાં અમૃત જેવું મધુર લાગનાર અને પરિણામે વિષ જેવું હાનિકારક સુખ, રાજસી પ્રકૃતિના માણસ શા માટે ઇચ્છે છે? દેખાતા સુખના હાનિકારક અંતથી (End, result) તે તેવું સુખ કેમ તજી દેતો

નથી? આ પ્રશ્નોના જવાબ રાજસી માણસોની પ્રકૃતિના બંધારણમાંજ છે.

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौंतेय कर्मसंगन देहिनम् ॥ १४–७ ॥**

રજોગુણનો સ્વભાવજ એવો છે કે તે માણસમાં રાગ (Attachment) ઉત્પન્ન કરે છે. આ રાગ તૃષ્ણા–ઇચ્છા–વાસના (Desire, longing,) આ સંગમાંથી (Attachment) ઉત્પન્ન થાય છે. આ આસંગ દેહિને–મનુષ્યને કર્મમાં બાંધી રાખે છે. રાજસી પ્રકૃતિવાળામાં રાગ હોય છે. કર્મમાં આસિકત તેજ બંધનું મુખ્ય કારણ છે. આસક્તિ છુટતા માણસ કર્મના બંધનમાંથી મુકત થાય છે.

રાજસી માણસોનું દરેક કાર્ય ફળની ઇચ્છાથી થતું હોવાથી, રાજસી માણસો તેવા દેવને પૂજે છે કે જેનાથી તાત્કાલીક ફળ સિદ્ધિ થાય. ત્રણે ગુણવાળા માણસો–સત્વ, રજસ તથા તામસી ગુણવાળા માણસો કેવા કેવા દેવોને પૂજે છે તેનું ભગવદ્ ગીતામાં નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે.

**यजंते सात्विका देवान् यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ १७–४ ॥**

સાત્વિક માણસો દેવનું પૂજન કરે છે. રાજસી વૃતિવાળા યક્ષ રાક્ષસનું પૂજન કરે છે. તામસી વૃતિ-વાળા પ્રેત (Ghost) અને ભૂતગણનું (Hosts of spirits) પૂજન કરે છે. માણુસના ગુણ પ્રમાણે તેનો પૂજ્યભાવ પણ બદલાય છે તે ઉપરના શ્લોકપરથી જણાશે.

રાજસી માણસોની સ્વાર્થપરાયણ પ્રવૃતિનું મુખ્ય કારણ તેના જ્ઞાનમાં-તેની ધાર્મિક માન્યતામાં છે. રાજસી જ્ઞાનનું વર્ણન કરતાં શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે:-

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम ॥ १८-२१ ॥**

સર્વ ભૂતપ્રાણીમાં એકાત્મ ભાવ (Unity) નહિ પણ નાનાવિધપણું (Diversity) જે જ્ઞાનથી-જે ધાર્મિક માન્યતાથી જણાય તે જ્ઞાન રાજસી છે. સર્વાત્મ ભાવ-અદ્વૈત બુદ્ધિ હોય ત્યાં મારૂં અને તારૂં-દ્વૈતબુદ્ધિ સંભવે નહિ. જ્યાં અદ્વૈતબુદ્ધિ નથી ત્યાંજ દ્વૈતબુદ્ધિ થવાનો સંભવ છે. રાજસી વૃતિમાં દ્વૈતબુદ્ધિ હોવાથીજ, રાજસી પ્રકૃતિવાળા લોકોમાં લોભ-મમત્વ બુદ્ધિ વિશેષ પેદા થાય છે.

ઉપર જણાવેલ ગુણવાળા માણસોનો-રાજસી પ્રકૃતિ-

વાળા મનુષ્યોનો-જે અભ્યાસીમાં રજોગુણની વૃદ્ધિ થઇ હોય તેવા અભ્યાસીનો પુનર્જન્મ કેવા સંજોગોમાં તથા કેવી જગ્યાએ થાય છે તે જોવાનું રહે છે. લોભ એ રાજસી પ્રકૃતિની નિશાની છે. જ્યાં સુધી મનુષ્યની કોટે લોભની ધુંસરી બંધાયેલી હોય ત્યાં સુધી મનુષ્ય બહુ ઉત્તમ ગતિને પામી શકે નહિ. આ કારણથી રાજસી પ્રકૃતિવાળાને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય નહિ; છતાં પણ તમોગુણથી જે અધઃપાત (Downfall) થાય છે તે સ્થિતિ રાજસી પ્રકૃતિવાળાની થતી નથી. આ પ્રમાણે હોવાથી રાજસી પ્રકૃતિવાળા મનુષ્યની સ્થિતિ મધ્યમાં રહે છે. આ સંબંધમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

**ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्यं तिष्ठंति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥१४-१८॥**

સત્વગુણવાળાની ઉર્ધ્વ (Upwards) ગતિ થાય છે. રાજસ ગુણવાળા મધ્યમાં રહે છે, અને તમોગુણવાળાનો અધઃપાત થાય છે.

ઉપરના શ્લોકથી સમજાશે કે રાજસી પ્રકૃતિવાળાની સ્થિતિ મધ્યમાં (Middle) રહે છે. જ્યાં સુધી

રાજસી પ્રકૃતિ રહે છે ત્યાં સુધી અધઃપાત થતો ન
એ વાત ખરી છે; પરંતુ એ હકીકત પણ સ્પષ્ટ
કે રાજસી પ્રકૃતિવાળાને માટે ઉર્ધ્વ ગતિ–ઉન્નતિ
આશા નથી. ઉન્નતિની–આગળ વધવાની ઈચ્છા રાખ
નાર અભ્યાસીએ તો સત્વગુણ વધારવાની હંમેશ
કોશીશ કર્યા કરવી જોઇએ.

રાજસી પ્રકૃતિને માટે પુનર્જન્મમાં પણ ઉચ્
સ્થિતિ નથી એટલુંજ નહિ પરંતુ રજસગુણનું પરીણા
આ જન્મમાં પણ બહુ સારૂં આવતું નથી. પ્રવૃતિમ
જીવનને શાંતિની આશા ઓછી હોય. કામના–વાસનાર
ફસેલાને–ફળાસકિતથી બંધાયેલાને–લોભીને સંતોષ ત
શાંતિના અનેરા સુખનો સ્વાદ ન મળે તે સ્વાભાવિક
છે. આ દ્રષ્ટિથી જોતાં રજોગુણ કેવળ દુઃખરૂપ
ભગવદ્ગીતાના ચૌદમા અધ્યાયના સોળમા શ્લોકમ
કહ્યું છે કે रजसस्तु फलं दुःखम् રજસ્ ગુણનું ફ
દુઃખ છે. દુઃખની કોઈ પણ પ્રાણી ઈચ્છા કરતું ન
અને તેથી રજોગુણ જો કે મધ્યવર્તી ગુણ
છતાં સંતોષ, શાંતિ અને આત્મોન્નતિ ઇચ્છનાર
તે ત્યાજ્ય છે.

## પ્રકરણ ૧૦ મું.

---

# સત્વગુણ એટલે સુખશાંતિનો ઝરો.

સત્વગુણ એ ત્રણે ગુણોમાંથી સર્વોત્તમ ગુણ છે. દરેક માણસમાં સત્વગુણ હોય છે તો ખરો પરંતુ તેનું પ્રમાણ ઓછું વધતું હોય છે.

સત્વગુણનું પ્રમાણ વધારવું-સત્વગુણની વૃદ્ધિ કરવી તે દરેક માણસનું કર્તવ્ય છે. સત્વગુણની વૃદ્ધિ બે રીતે થઇ શકે છે. આગળ તમોગુણ તથા રજોગુણ વિષે વર્ણન કરવામાં આવ્યું છે. આ બે ગુણોનું પ્રમાણ ઓછું કરવામાં આવે તો પણ સત્વગુણની વૃદ્ધિ થાય છે. સત્વગુણની વૃદ્ધિ કરવાનો આ આડકત્રો રસ્તો (Indirect way) છે. આ આડકત્રા રસ્તા શિવાય બીજો એક સીધો રસ્તો (Direct way) છે. તમોગુણ અને રજોગુણની દરકાર નહિ કરતાં સત્વગુણ વધારવા તરફ પ્રયત્ન કરવાથી પણ સત્વગુણની વૃદ્ધિ થાય છે. આ બંન્ને રસ્તાનો એકી સાથે ઉપયોગ થાય એટલે કે એક બાજુ તરફથી તમોગુણ તથા રજોગુણનું પ્રમાણ

(Proportion) ઓછું કરવા તરફ પ્રયત્ન થાય અને બીજી બાજુથી સત્વગુણની વૃદ્ધિ કરવા તરફ પ્રયત્ન થાય તો સાધકની-અભ્યાસીની ઉન્નતિ ઘણીજ જલદીથી થાય છે.

તમોગુણ અને રજોગુણનું આગળ વર્ણન આવી ગયું છે. આ વર્ણનપરથી અભ્યાસીને જણાયું હશે કે તમોગુણ અગર રજોગુણથી તેને સુખ તથા શાંતિ મળતી નથી. દરેક મનુષ્યનો સ્વભાવ સામાન્ય રીતે સુખ તથા શાંતિ ઇચ્છે છે. આ કારણને લઇને મનુષ્યનો સ્વભાવ આખરે તો સત્વગુણ પ્રધાન થવાનો; પરંતુ જ્ઞાનમાર્ગની અગત્યતા એટલા પુરતી છે કે જે પરીણામ લાવતાં બીજા માણસોને અનેક જન્મો લેવા પડે છે તે પરીણામ-તે શાંતિ-તે સુખ જ્ઞાનમાર્ગનો અભ્યાસી એકાદ બે જન્મમાં મેળવી શકે છે.

સત્વગુણની વૃદ્ધિ કરવાની ઈચ્છા રાખનાર અભ્યાસીને સત્વગુણનું ખરૂં અને વિગતવાર સ્વરૂપ જાણવાની જરૂર છે. આવું જ્ઞાન-વ્યવહારિક જ્ઞાન થયા બાદ માણસ જલદીથી સત્વગુણી થઇ શકે છે-પોતાનામાં સત્વગુણની વૃદ્ધિ કરી શકે છે. ગુણ એ બહુજ બારીક તથા અદૃશ્ય દ્રવ્ય છે. આપણી ભૌતિક આંખે તે જોઇ શકાય

તેવું નથી. મનુષ્યના આહાર, આચાર, વિચાર, કર્મ, બુદ્ધિ વિગેરેની બારીકાઇથી અને વિગતવાર સતત્ પરીક્ષા કરવાથીજ માણસ ગુણની જાત નક્કી કરી શકે છે. આ પ્રમાણે સત્વગુણના તત્વની ઓળખાણ કર્યા બાદ પણ આગળ વધવાને માટે દરેક માણસને સતત્ આત્મનિરીક્ષણ (Self introspection) કરવું પડે છે.

સત્વગુણનું નીચે જે વર્ણન કરવામાં આવ્યું છે તે પરથી અભ્યાસીને જણાશે કે તેની દ્રષ્ટિ આગળ કેટલાએક ધ્યેયો (Ideals) રજુ કરવામાં આવ્યા છે. મનુષ્યનો રોજનો તમામ વ્યવહાર આ ધ્યેયની સાથે માણસે સરખાવવો. સત્વગુણની વૃદ્ધિ કરવા ઇચ્છનાર અભ્યાસીએ એક નાનામાં નાનું કામ પણ સારી રીતે, ઉચ્ચમાં ઉચ્ચ આદેશથી તથા પવિત્રમાં પવિત્ર ભાવનાથી કરવાનું છે. શરૂઆતમાં અભ્યાસીને પોતાની જાતપર સતત્ ચોકી રાખવાનું કાર્ય બહુ અઘરૂં લાગશે; પરંતુ આ કાર્ય શરૂઆતથીજ ચાલુ રાખવામાં આવશે તો મનુષ્યની ટેવ (Habit) તેવા પ્રકારનીજ થઇ જશે. આ પ્રમાણેની ટેવ પડતાં મનુષ્યની સર્વ ક્રિયા ઉચ્ચ ગામી થશે. આમ થવાથી થોડાજ સમયમાં મનુષ્યમાં સત્વગુણની વૃદ્ધિ થતી જશે.

સત્વગુણની વૃદ્ધિ કરવી તે એકાદ દીવસ, એકાદ માસ કે એકાદ વરસનું કાર્ય નથી. આ કાર્ય કરતાં માણસની આખી જીંદગી અગર એકાદ બે જીંદગી પણ ચાલી જાય. આ પ્રમાણે બનવા પામે તો પણ તેણે કદી નિરૂત્સાહી થવું નહિ. કુદરતનો એક નિયમ છે કે કોઈ પણ ક્રિયા વ્યર્થ જતી નથી–ફળ આપ્યા શિવાય રહેતી નથી. જો કોઈ પણ ક્રિયા ફળ આપ્યા શિવાય રહે નહિ તો પછી સત્વગુણની વૃદ્ધિ કરવા જેવી ઉમદા ક્રિયા (Noble deed) તેનું ઉચ્ચ ફળ પ્રાપ્ત કરાવ્યા શિવાય રહે તે બનેજ નહિ. આ બાબતમાં ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે કે:—

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**नहि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥६-४०॥**

હે પાર્થ–હે અર્જુન આ લોકમાં અગર પરલોકમાં સત્વગુણની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરનારનો નાશ નથી. કલ્યાણકૃત (Righteous doer) સત્વગુણની વૃદ્ધિ કરનાર–યોગ ચલિત માણસની કોઇ વખત દુર્ગતિ થતી નથી.

સત્વગુણના સંબંધમાં પ્રાસ્તવિક રીતે આટલો વિચાર કર્યા બાદ સત્વગુણની વૃદ્ધિ થાય છે ત્યારે

માણુસમાં-અભ્યાસીમાં કેવા કેવા પ્રકારના ફેરફાર થાય છે તે જોવાનું બાકી રહે છે. બીજા શબ્દોમાં કહીએ તો સત્વગુણ વૃદ્ધિના કયા કયા ચિન્હ (Signs)-કઇ કઈ નિશાનીઓ છે તે જોવાનું બાકી રહે છે. આ ચિન્હોનો-આ નિશાનીઓનો-આ ગુણોનો (Virtues) બેવડો ઉપયોગ કરી શકાય છે. નીચે જણાવેલા ગુણો જો માણુસમાં-અભ્યાસીમાં-પોતાનામાં જોવામાં આવે તો માણુસની વૃતિઓ (Tendencies) સત્વગુણી થયાના પુરાવા તરીકે પણ તે નિશાનીઓને ગણી શકાય. આ ઉપરાંત નીચે જણાવેલ ગુણો અભ્યાસીમાં ન હોય અને તે ગુણો વિકસાવવા પ્રયત્ન કરવામાં આવે તો તે ગુણો સંપાદન કર્યાથી માણુસના સત્વગુણુની વૃદ્ધિ થાય છે. આ પ્રમાણે નીચે જણાવેલ ગુણો સત્વગુણુમાપક (Barometer of "gunas") છે એટલુંજ નહિ પણ સત્વગુણ સંપાદન કરવાના સાધન (Instrument) તરીકે પણ છે.

સત્વગુણુની વૃદ્ધિ થયાની સાથે માણુસમાં શરૂઆતમાં કેવા પ્રકારનો ફેરફાર થાય છે તે હકીકત અર્જુનને સમજાવતાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ—

**सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ १४-११ ॥**

જ્યારે દેહના–શરીરના સર્વ દ્વારમાં–સર્વ ઇંદ્રિયોમાં જ્ઞાનનો પ્રકાશ ( Light of wisdom ) થઇ જાય ત્યારે સત્વગુણની વૃદ્ધિ થઇ છે એમ જાણવું.

અજ્ઞાન એ તમોગુણનું કાર્ય છે. જ્ઞાન એ સત્વગુણનું કાર્ય છે. અજ્ઞાન અને જ્ઞાનને અંધારા તથા અજવાળા જેવો સંબંધ છે. જેમ સૂર્યોદય થાય ત્યારે રાત્રિનો અંધકાર આપોઆપ દૂર થાય છે તેમ સત્વગુણરૂપ જ્ઞાન ભાનુનો અરૂણોદય થતાં, તમોગુણનું અજ્ઞાન દૂર થાય છે–અભ્યાસીમાં જ્ઞાન જ્યોતિ પ્રકટે છે. જ્ઞાનનો આ પ્રકાશ શરીરના કોઈ અમુક ભાગમાંજ પડે છે તેવું નથી. દેહના–શરીરના–સર્વ દ્વારમાં–તમામ ઇંદ્રિયોમાં જ્ઞાન જ્યોતિનું આ દિવ્ય તેજ ઝળહળી ઉઠે છે. સત્વગુણની વૃદ્ધિની આ પહેલી અને સૌથી અગત્યની નિશાની છે.

શરીરની સર્વ ઇંદ્રિયોના આધાર, તે ઇંદ્રિયોને શરીરની મારફત મળતા પોષણપર રહે છે. પોષણ (Nourishment) ખોરાક (Food) પર આધાર રાખે છે. આ કારણને લઇને સત્વગુણી માણસના ખોરાકમાં પહેલો તફાવત થાય છે. રાજસી તથા તામસી ખોરાક જે તે તે પ્રકૃતિના માણસોને રૂચિકર તથા પ્રિય હતો

તે સત્વગુણીને દુઃખકારક, રોગના ઘરરૂપ અને અપ્રિય લાગે છે. આ કારણથી સત્વગુણી માણસને એવોજ ખોરાક પ્રિય લાગે છે કે જેથી તેનો સત્વગુણ જળવાઇ રહ્યા ઉપરાંત તેમાંથી સત્વગુણની વધારે અને વધારે વૃદ્ધિ થયા કરે. આવા ખોરાકનું વર્ણન કરતાં શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

**आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।**
**रस्याःस्निग्धाःस्थिराहृद्या आहाराःसात्त्विकप्रियाः॥१७-८॥**

જે ખોરાકથી આયુ (Length of Life, vitality), સત્વ (Purity, Intellectual brightness), બલ (Strength), આરોગ્ય (Health) સુખ (Cheerfulness, Happiness) અને પ્રીતિનો વધારો થાય તથા જે ખોરાક રસ્ય (Delicious), સ્થિર (Substantial, oleaginous) હૃદ્ય (Heart tonic), હોય તે ખોરાક સાત્વિક આહાર કહેવાય છે. ઉપરના શ્લોકમાં ખોરાકથી મનુષ્યની પ્રકૃતિપર કેવા પ્રકારની અસર થાય છે તે કહ્યું છે. શ્લોકના પહેલા ચરણમાં જણાવેલ આયુ, સત્વ. બળ. આરોગ્ય, સુખ અને પ્રીતિ કેવા પ્રકારના ખોરાકથી મળી શકે છે તે હકીકત શ્લોકના બીજા ચરણમાં જણાવેલી છે. આહારના સંબંધમાં—ખોરાકના

સંબંધના આ સિદ્ધાંતનું સ્પષ્ટીકરણ મનુસ્મૃતિ ઇત્યાદિ ગ્રંથમાં બહુજ બારીકાઈથી અને વિસ્તારથી કરવામાં આવ્યું છે. આ પ્રમાણે ધર્મશાસ્ત્રોમાં જે ખોરાક નિષિદ્ધ ઠરાવેલો છે તે ખોરાકનો ત્યાગ કરવાથી તમોગુણ તથા રજોગુણની વૃદ્ધિ થતાં અટકે છે અને સાત્વિક ખોરાક જણાવેલો છે તેથી સત્વગુણની વૃદ્ધિ થાય છે. સત્વગુણની વૃદ્ધિ એટલે ( All round improvement ) શરીરની સર્વ ઇંદ્રિયોનું આરોગ્ય, સુખ, શાંતિ તથા બળ. તે પ્રાપ્ત કરવા શરૂઆતના અભ્યાસીએ આહારની બાબતમાં બહુજ ધ્યાન રાખવાનું છે. આહાર શુદ્ધિ તે સર્વ શુદ્ધિનું પહેલું પગથીયું-સર્વ શુદ્ધિનો સનાતન પાયો છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં આહારના વિષે જે સૂક્ષ્મ વિચાર છે તે આ હેતુથીજ કરવામાં આવ્યો છે.

આહાર શુદ્ધ થતાં શરીર શુદ્ધ થાય છે. શરીર એ કર્મ કરવાનું સાધન ( Instrument ) છે. શુદ્ધ સાધન-શુદ્ધ શરીરથી કરેલું કર્મ પણ શુદ્ધ હોય છે. આવા શુદ્ધ કાર્યનું-સાત્વિક કર્મનું વર્ણન ગીતામાં નીચે પ્રમાણે આપ્યું છેઃ—

**नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ १८-२३ ॥**

ધર્મશાસ્ત્રોએ નિયત (Prescribed, ordained) કરેલું, સંગ રહિત–આસક્તિનો ત્યાગ કરીને કરેલું, રાગ બુદ્ધિ અગર દ્વેષ બુદ્ધિ વગર કરેલું અને ફળની કોઇ પ્રકારની આશા અગર ઇચ્છા રાખ્યા વગર કરેલું કાર્ય સાત્વિક કર્મ કહેવાય છે. કર્મની ઉપર આપવામાં આવેલી વ્યાખ્યા પરથી જણાશે કે સાત્વિક કર્મના ચાર તત્વો (Ingriedient) છે. આ ચાર તત્વોની હાજરી હોય તો મનુષ્યની સમજ શક્તિ–વિવેક બુદ્ધિ આવરણવાળી રહી શકે નહિ. માણસથી જે અકાર્ય થાય છે તેનું મુખ્ય કારણ આસંગ, રાગ દ્વેષ અને ફલેચ્છા એ ત્રણમાંથી એક હોય છે. આ ત્રણેનો ત્યાગ થવાથી મનુષ્યનું કર્મ શુદ્ધ સ્વરૂપ પકડે છે. આ ત્રણ તત્વની સાથે "નિયત"–શાસ્ત્રોએ વિધાન કરેલું કર્મ કરવાની આજ્ઞા હોવાથી ભૂતકાળમાં થયેલ રૂષિ મુનિઓના બુદ્ધિબળનો પણ કર્તાને લાભ મળે છે. ધર્મ શાસ્ત્ર એટલે રૂષિ મુનિઓનો પરિપક્વ અનુભવ. ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ચાલવાથી મનુષ્યની બુદ્ધિના દોષ દૂર થાય છે. આ પ્રમાણે સર્વ દોષ દૂર થતાં ગમે તે કાર્ય હોય તો પણ તે શુદ્ધ થાય છે– સાત્વિક બને છે.

જેવું કર્મ તેવો કર્તા. કર્તા એ કર્મ સમૂહનું વ્યક્ત રૂપ (Physical embodiment) છે. જે ઝાડના ફળ સારા હોય છે તે ઝાડ પણ સારૂં હોય. જો કર્મ સાત્વિક હોય તો કર્તા પણ સાત્વિક હોવોજ જોઇએ. સાત્વિક કર્તાનું વર્ણન આપતાં શ્રીમદ્ ભગવદ્દગીતામાં કહ્યું છે કેઃ—

**मुक्तसंगोऽ नहंवादी धृत्युत्साहसमन्वितः।**
**सिद्धयसिद्धयोर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते॥१८-२६॥**

મુક્તસંગ—કર્મ ફળની ઇચ્છાથી મુક્ત થયેલ માણસ (Liberated from attachment), અનહંમ-વાદી—નિરાભિમાની—દરેક કાર્ય હુંજ કરૂં છું તેવા અહં-ભાવ વગરનો, કાર્ય કરવામાં ધૃતિ (Fortitude, fir-mness, courage), ઉત્સાહ (Enthusiam, driving force) વાળો, સિદ્ધિ (Success) તથા અસિદ્ધિમાં (Failure) નિર્વિકારી (Unaffected, unchanged) કર્તા—કાર્ય કરનાર સાત્વિક કર્તા કહેવાય છે.

સાત્વિક કર્મ તથા સાત્વિક કર્તાના ઘણાખરા તત્વો (Ingriedients) એક સરખા છે. આ બંન્ને શ્લોક સાથે વાંચતા જણાય છે કે પહેલાંના શ્લોકમાં

"સંગ રહિત" તત્વ હતું તે પાછળના શ્લોકમાં "મુક્ત સંગ" સંજ્ઞાથી જણાવેલું છે. તેજ પ્રમાણે "અફલ-પ્રેપ્સુ" નો અર્થ પાછળના શ્લોકમાં "સિદ્ધ અસિદ્ધમાં નિર્વિકાર" પદથી જણાવ્યો છે. પહેલાંના શ્લોકમાં "અરાગદ્વેષત" નો કેટલોક અર્થ પાછળના શ્લોકમાં "અનહંમવાદી" થી સૂચવાય છે. આ બે શ્લોક વચ્ચે આટલી સામ્યતા છે.

કર્તામાં ઉત્સાહની જરૂર છે. ગમે તેવું સારૂં કાર્ય હોય, કરનારની–કર્તાની બુદ્ધિ બહુજ શુદ્ધ હોય છતાં પણ કાર્ય કરનારમાં કાર્ય શક્તિ ન હોય–કાર્યને માટે ઉત્સાહ ન હોય તો કોઈ સારૂં કાર્ય પરિપૂર્ણ થાય નહિ. આ કારણને લઇને ઉત્સાહ એ બહુજ અગત્યનું તત્વ છે. દરેક સત્કાર્યમાં શરૂઆતમાં ઘણોજ ઉત્સાહ જોવામાં આવે છે પરંતુ કાર્ય આગળ વધતા મુશ્કેલીઓ ઉભી થાય છે. આવી મુશ્કેલીઓ ઉભી થતા સામાન્ય મનુષ્યનો શરૂઆતનો ઉત્સાહ નરમ પડી જાય છે. ઉત્સાહ નરમ પડતાં કાર્ય અપૂર્ણ છોડી દેવામાં આવે છે. આ પ્રમાણે ઉત્સાહ–સતત્ ઉત્સાહની ખામી એ પણ એક મોટી ખોટ છે. આ ખોટ "ધૃતિ" એ શબ્દથી પુરી પડે છે. ધૃતિ એટલે મુશ્કેલીઓની સામે

થવાની હિંમત (Courage). આવી હિંમત તોજ રહી શકે કે જો કર્તામાં ધૈર્ય હોય. આ કારણને લઇને કેટલીક વાર ધૃતિ એટલે ધૈર્ય (Patience) અગર કાર્ય ચાલુ રાખવાની–સહન કરવાની શક્તિ (Staying power, enduring power) એવો અર્થ પણ કોઈવાર થાય છે. સાત્વિક કર્તા તથા કર્મના સામાન્ય સ્વરૂપની સહેજ રૂપરેખા ઉપરના બે શ્લોક પરથી જણાય છે. સામાન્ય કાર્યમાંથી, વિશેષ કાર્ય (Specific action) તરફ મનુષ્યે વળવુંજ પડે છે. આવે પ્રસંગે પણ અભ્યાસીને ગુંચવણ ન પડે તે હેતુથી કેટલાએક અગત્યના વિશેષ કર્મ જો સાત્વિક હોય તો કેવા પ્રકારના હોય તેનું વર્ણન પણ ભગવદ્ગીતામાં આપ્યું છે. સાત્વિક કર્મ તથા સાત્વિક કર્તાનું સામાન્ય સ્વરૂપ જો સ્પષ્ટતાથી સમજાયું હશે તો અમુક પ્રકારના ખાસ સાત્વિક કર્મો કેવાં હોવાં જોઇએ તે સહેલાઇથી સમજી શકાશે.

સત્વગુણની વૃદ્ધિ એ કેવળ વિચારમય (Theoretical)ન રહે પરંતુ આચારમાં ઉતારવા જેવી (Practical) અને વ્યવહારૂ યોજના થાય તે ઉપર બહુજ ધ્યાન આપવાની જરૂર છે. સત્વગુણની વૃદ્ધિનો વિચાર એ કેવળ બુદ્ધિવિલાસ (Intellectual Lux-

uary) નથી; પરંતુ હૃદયવિકાસનું (Developement of the heart) એક અમૂલ્ય સાધન છે. ગીતામાં આ સંબંધમાં એટલી તો વ્યવહારૂ સૂચના આપવામાં આવી છે કે તેનું પાલન કરવામાં આવે તો મનુષ્યના ભૌત્તિક-સ્થૂલ શરીર તથા સૂક્ષ્મ શરીરમાં અજબ જેવો ફેરફાર થઇ જાય છે. આ બાબતમાં ઘણીક પદ્ધતિઓ (Method) પ્રચલિત છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં જણાવેલી પદ્ધતિમાં, અન્ય પદ્ધતિઓ કરતાં એક ઉત્તમ વિશેષતા છે. આ વિશેષતા (Distinguishing feature) એ છે કે સાધક-અભ્યાસીને માટે આ પદ્ધતિ કોઇ પણ પ્રકારના જોખમ વગરની છે. જે લોકોને રસાયન શાસ્ત્ર (Chemistry) નું જ્ઞાન છે તે લોકો જાણે છે કે કેટલાએક તત્વનો અખતરો (Experiment) કરવો તે બહુજ જોખમનું કામ છે. રસાયન શાસ્ત્રના તત્વોના અખતરામાં જેટલું જોખમ છે તે કરતાં ઘણુંજ વધારે જોખમ શરીરના તત્વોપર -ગુણોનો અખતરો કરવામાં સમાયેલું છે. આ કારણને લઇનેજ આપણા શાસ્ત્રમાં દરેક જગ્યાએ યોગ્ય ગુરૂની આવશ્યકતા જણાવેલી છે. જો કોઈ અનુભવી ગુરૂ મળે તો શરૂઆતના અભ્યાસીને તેની કિંમત અમૂલ્ય છે; છતાં પણ તેવા ગુરૂના અભાવે સાધન માર્ગ-ગુણની

ઉન્નતિ કરવાનું કાર્ય—આત્મોન્નતિનું કાર્ય જગતમાં સદંતર પડી ન ભાંગે અને જીજ્ઞાસુ અભ્યાસીઓ કોઈ પણ ગુરૂની મદદ વિના પણ પોતાની શારીરિક તથા માનસિક શક્તિઓનો વિકાસ સહેલાઇથી તથા કોઇપણ જાતના ભય વગર કરી શકે તેવા હેતુથી ભગવાન વ્યાસે ભગવદ્ગીતામાં કેટલીએક અમૂલ્ય સૂચનાઓ આપી છે. સત્વગુણ વૃદ્ધિની જેટલી સુચનાઓ ગીતામાં આપવામાં આવી છે તે આવા પ્રકારની છે. ગીતાના પાઠથી જે ઉચ્ચ દશાની પ્રાપ્તિ થવાનું ગીતા મહાત્મ્યમાં લખ્યું છે, તે ઉચ્ચ સ્થિતિની પ્રાપ્તિ, આ સૂચનાઓનો આ દ્રષ્ટિથી અભ્યાસ કરી, આચારમાં ઉતારનાર અભ્યાસીને જરૂર થાય છે.

આખી ગીતા અર્જુનને કહી સંભળાવ્યા બાદ ભગવાન શ્રીકૃષ્ણે સુત્ર રૂપે અર્જુનને કેટલાક સિદ્ધાંતો કહ્યા છે. આ સિદ્ધાંત પૈકી એક અગત્યનો સિદ્ધાંત નીચે પ્રમાણે છે.

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ १८-५ ॥**

યજ્ઞ, દાન, તપ એ કર્મો કદી પણ—સાધક ગમે તેટલો આગળ વધે તો પણ છોડી દેવા નહિં; પરંતુ

હંમેશાં યજ્ઞ, દાન તથા તપ કર્મોનું આચરણ કરવું. શું કામ આચરણ કરવું તેનો જવાબ પણ ઉપરના શ્લોકમાં આપવામાં આવ્યો છે. યજ્ઞ, દાન તથા તપ એ કર્મો હંમેશા મનુષ્યને પાવન કરે છે—મનુષ્યના દોષ, મળ, વિક્ષેપ રૂપ આવરણ દુર કરે છે.

સાત્વિક ગુણ વૃદ્ધિના વેગનું પ્રમાણ સ્થૂલ કર્મ (Physical act)–બાહ્ય કર્મ (Visible act) કરતાં કર્તાની બુદ્ધિપર બહુ આધાર રાખે છે. ટુંકમાં કહીએ તો બુદ્ધિની શુદ્ધિ તેજ સત્વગુણની વૃદ્ધિ છે. યજ્ઞ, દાન તથા તપ એ ત્રણે કર્મો હંમેશાં કરવાના છે કારણ કે તે પાવન કરનાર (Purifier) છે. આ કર્મોની પાવન કરવાની શકિતનો આધાર કર્તાની બુદ્ધિ પર રહે છે. બહુજ વિશુદ્ધિ (Absolute purity) હોય તો તેની પાવન કરવાની શકિતમાં ઘણોજ વેગ આવે છે. આ કારણથી આ ત્રણ કર્મો કેવી બુદ્ધિથી કરવા તે પણ શ્રી ભગવાને પોતેજ કહેલું છે.

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ १८–६ ॥**

હે પાર્થ, આ કર્મો પણ—યજ્ઞ, દાન, તપના કાર્યો પણ સંગ (Attachment), ફળ (Desire for

fruits) નો ત્યાગ કરી કેવળ કર્તવ્ય બુદ્ધિથી (Sense of duty) કરવાના છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે આ મારો નિશ્ચિત (Certain) ઉત્તમ મત (Opinion, conviction) છે.

સાત્વિક કર્મના માટે તથા સાત્વિક કર્તાને માટે જે તત્વો જરૂરના છે તેના ઘણા ખરા તત્વો ઉપરના શ્લોકમાં આવી જાય છે. યજ્ઞ, દાન, તપ એ વિષયના સંબંધમાં બહુ સંભાળથી તથા બહુજ પ્રયત્નપૂર્વક સતત્ વિચાર તથા આચરણ કરવાની જરૂર છે. આ કાર્યો કરવાથી મનુષ્ય પાવન થાય છે. પતિત પણ પાવન થાય છે-મનુષ્ય મોક્ષનો અધિકારી બને છે-મનુષ્યને મોક્ષ મળે છે-તેને અખંડાનંદની પ્રાપ્તિ થાય છે.

---

## પ્રકરણ ૧૧ મું.

# ત્યાગ ભાવના તેનું સ્વરૂપ અને વિકાસ.

---

સત્વગુણની વૃદ્ધિ કરવાના ઘણાંએક સાધનો છે પરંતુ તે તમામ સાધનોમાં ત્રણ સાધન મુખ્ય ગણાય

છે. યજ્ઞ, દાન અને તપ એ ઉપર જણાવેલ ત્રણ મુખ્ય સાધનો છે. આ ત્રણ સાધનોથી ગમે તેવો પાપી માણસ હોય તો પણ તે પાવન થાય છે. આ કારણને લઇને યજ્ઞ, દાન તથા તપ એ ત્રણ સાધનોને સત્વગુણ વૃદ્ધિના સર્વ સાધનોમાં સર્વોત્તમ સાધન ગણ્યાં છે. આ ત્રણ સાધનોની આટલી બધી મહત્વતા હોવાથી તે સાધનોનો વિગતવાર વિચાર કરવાની જરૂર છે. ઉપરના ત્રણ સાધનો પૈકી પહેલાં તપ, પછીથી દાન અને પછીથી યજ્ઞ એ ક્રમમાં તેમનો વિચાર કરવાથી વધારે સ્પષ્ટતા થવા સંભવ છે. આ કારણને લઇને યજ્ઞ, દાન અને તપ એ સામાન્ય ક્રમને સ્પષ્ટતાની ખાતર ઉલટાવવો પડશે.

ઉપરના ત્રણે સાધનોનો વિગતવાર વિચાર કરતાં પહેલા તે ત્રણેમાં કેટલી સામ્યતા છે તે જોવાની જરૂર છે. યજ્ઞ, દાન, તપ એ ત્રણ જુદા જુદા નામ છે. આ ત્રણેનો અર્થ પણ જુદો જુદો છે; છતાં તે ત્રણે ભાવના વાસ્તવિક રીતે એકજ ભાવનાના ત્રણ જુદા જુદા રૂપાંતર જેવી છે. જે એક ભાવના-વિચાર-સિદ્ધાંતપર યજ્ઞ, દાન અને તપ એ ત્રણેનો આધાર છે તે ભાવના કઇ, તેનું શું સ્વરૂપ છે, તે ભાવના કેવી રીતે વિકાસાવી શકાય એ વિચાર કરવાની જરૂર છે.

ત્યાગ ભાવના (The sense of renunciation) એ આખી દુનિયાના દરેક ધર્મનો પાયો છે. ત્યાગ ભાવના શિવાયનો દુનિયામાં એક પણ ધર્મ નથી. દુનિયાના દરેક ધર્મનું પૃથક્કરણ કરવામાં આવે તો ફક્ત ત્યાગભાવનાજ શેષ રહે છે. જે કાર્યમાં ત્યાગ ભાવના નથી તેમાં ધર્મની ગંધ સરખી પણ રહેતી નથી.

ત્યાગભાવના એ સર્વ ધર્મનો સનાતન પાયો છે. આ પ્રમાણે ત્યાગભાવના એ સર્વ ધર્મમાં સામાન્ય છે તો પછી જુદા જુદા ધર્મમાં તારતમ્યતા (Differnce) જણાય છે તેનું કારણ શું? ત્યાગભાવનાના વિકાસની કાર્ય પદ્ધતિ તેજ દરેક ધર્મની દેખાતી તારતમ્યતાનુ મુખ્ય કારણ છે. ત્યાગ ભાવનાના વિકાસની કાર્યપદ્ધતિ જે ધર્મમાં જેટલી સંગીન તથા અનુભવસિદ્ધ હોય તેટલે દરજ્જે તે ધર્મ ચીરસ્થાથી ( Long living ) નીવડે છે. ત્યાગભાવના એ સર્વ ધર્મનો આત્મા (Soul) છે. જેમ મનુષ્યના ભૌતિક દેહમાંથી જીવાત્મા (Life) જતાં આખો દેહ (Body) હયાત હોય છતાં તે કશા કામનો નથી તેમ ધર્મના બાહ્ય આચારો (Rituals) ભલે અકબંધ રહે, છતાં પણ તેમાંની ત્યાગ ભાવના જો ચાલી જાય–ત્યાગભાવનાની વિસ્મૃતિ થાય તો બાહ્ય આચાર કશાજ ઉપયોગના રહેતા નથી.

દુનિયામાં અત્યાર સુધીમાં થયેલા તમામ ધર્મોની ઉન્નતિના કારણો તથા અવનતિના કારણો જુદા તારવી કાઢી, તે તમામ કાર્યોનો વિચાર કરવામાં આવે તો જણાશે કે દરેક ધર્મમાં ત્યાગ ભાવનાનો ઉદય એ ધર્મની જાગૃતિનું-ધર્મના ફેલાવાનું મુખ્ય કારણ છે; અને ત્યાગ ભાવનાનો અભાવ એ દરેક ધર્મની અવનતિનું ( Downfall ) કારણ છે.

ત્યાગભાવના એ કેવળ ધાર્મિક ઉન્નતિ તથા અવનતિનું કારણ છે એવું નથી. ધાર્મિક ઉન્નતિનો ( Religious renascene ) પ્રશ્ન તદન બાજુ પર રાખી કેવળ રાષ્ટ્રીય દ્રષ્ટિબિંદુથી (National point of view) અગર સામાજીક ઉન્નતિના દ્રષ્ટિબિંદુથી ( Social standpoint ) દુનિયાનો ઇતિહાસ તપાસવામાં આવે તો પણ સ્પષ્ટ જણાશે કે ત્યાગ બુદ્ધિ સિવાય કોઇ પણ દેશની. કોઈ પણ પ્રજાની કે કોઈપણ સમાજની ઉન્નતિ, કોઇ પણ વખતે થઈ નથી, થવાની નથી અને ભવિષ્યમાં કદી પણ થશે નહિ. આ પ્રમાણે ત્યાગબુદ્ધિ એ આપણી ધાર્મિક (Religious), રાષ્ટ્રીય (National) સામાજીક (Social), આર્થિક ( Economic ), શારીરિક ( Physical ) માનસિક ( Mental ) અને અધ્યાત્મક ઉન્નતિનો (Spiritual fulfilment) પાયો છે.

ત્યાગ એટલે તજી દેવું (Renunciate, abandon, forsake)–છોડી દેવું (Leave, let go)–સ્વાર્થ બુદ્ધિનો (Selfisnness) નાશ કરવો–સ્વામિત્વ (Proprietory rights) ના હક છોડી દેવા તે. ત્યાગ શાનો કરવો? પુત્રનો, સ્રીનો કે પૈસાનો? એ ત્યાગ કેમ કરવો? કયારે કરવો? એ અને એવાજ બીજા પ્રશ્નોનો બહુજ બારીકાઇથી વિચાર કરવાની જરૂર છે. ત્યાગ એ ભવરોગરૂપ સર્વ વ્યાધિ વિનાશક અમૂલ્ય ઔષધ છે; છતાં જ્ઞાની ગુરૂરૂપ વૈદ્ય સિવાય તેનો ઉપયોગ થાય તો ફાયદાને બદલે હાનિ થવા સંભવ છે. આ કારણથી ત્યાગનું ખરૂં સ્વરૂપ સમજવું તે બહુજ જરૂરનું છે.

અજ્ઞાનનો અર્થ સમજાયા સિવાય, જેમ જ્ઞાનનો ખરો અર્થ સમજાતો નથી તેજ પ્રમાણે ગ્રહણ (Grasping)–સ્વાર્થ (Selfishness) નો અર્થ સમજ્યા સિવાય ત્યાગ (Letting go)–નિસ્વાર્થ (Un selfishness)–દાન (giving)–યજ્ઞ (Sacrifice) નું ખરૂં સ્વરૂપ સમજાય તેમ નથી. "સ્વાર્થ" (Selfishness) તથા "ત્યાગ" (Self sacrifice) એ બે તત્વો એટલા બારીક છે કે તેનું સ્વરૂપ બરોબર ન સમજાય તો કેવળ શબ્દજાળમાં ફસાઈ જવાય છે.

સ્વાર્થ તથા ત્યાગનું સ્વરૂપ કેટલેક અંશે સંધિવાના દરદ (Rheumatism) જેવું છે. સંધિવા જેમ એક ઘુંટણમાંથી દૂર થાય તો બીજા ઘુંટણમાં આવે છે, વળી ત્યાં દવા લગાવો તો કમ્મરમાં આવે છે. આ પ્રમાણે આ દરદ જો કે સ્થાનાંતર (Change of place) કરે છે છતાં તદ્દન દૂર થતું નથી. સ્વાર્થનું પણ તે પ્રમાણેજ છે. અમુક વસ્તુમાંથી-પૈસામાંથી સ્વાર્થ પાછો હઠાવો-દૂર કરો-ત્યાગ કરો તો ધન દારાદિમાં સ્વાર્થ દર્શન દે છે અને ત્યાંથી દૂર કરો તો તો પુત્ર, લોકૈષણા કે સ્વર્ગ સુખની ઇચ્છાનું રૂપ સ્વાર્થ પકડે છે.

સ્વાર્થ બુદ્ધિ એ દરેક મનુષ્યને-દરેક પ્રજાને-દરેક દેશને-દરેક ધર્મને પાછળ પાડનાર છે. સ્વાર્થ બુદ્ધિ (Selfishness) એ ક્ષયરોગનું (Consumption) -વિનાશનું ચિન્હ છે. સ્વાર્થ બુદ્ધિરૂપ વિનાશને અટકાવવો હોય તો "ત્યાગ બુદ્ધિ" નો વિકાસ કરવો. સ્વાર્થ બુદ્ધિને તથા ત્યાગ બુદ્ધિને અંધારા તથા અજવાળા જેટલો તફાવત છે. જહાં રામ-ત્યાગ બુદ્ધિ હોય ત્યાં કામ-સ્વાર્થ બુદ્ધિ રહે નહિ અને જ્યાં કામ-સ્વાથ બુદ્ધિ હોય ત્યાં રામ-ત્યાગ બુદ્ધિ ઉદ્દભવે નહિ.

સ્વાર્થ બુદ્ધિ બહુ જુદા જુદા રૂપ ગ્રહણ કરે છે સ્વાર્થ બુદ્ધિ જુદા જુદા વિષયમાં પ્રતીત થાય છે. આ પ્રમાણે હોવાથી ત્યાગબુદ્ધિને પણ જુદા જુદા રૂ આપવાની જરૂર પડે છે. આ જુદા જુદા રૂપ ઘડીભર બાજ પર રાખી તે બધાની પાછળ રહેલી ભાવનાનું ખ: સ્વરૂપ સમજવાની જરૂર છે. ત્યાગ એટલે કેવળ પૈસ નોજ ત્યાગ નહિ: પરંતુ ત્યાગ એટલે ઇચ્છિત વસ્તુનો ઇચ્છવા લાયક વસ્તુનો ( Desirable objects ) ત્યાગ ઇચ્છિત વસ્તુ–ઇચ્છવા લાયક વસ્તુ પ્રત્યેના રાગ ( Attraction ) બદલી વિરાગના ( Indifferenc repulsion ) રૂપમાં ફેરવી નાંખવો તે ત્યાગ.

આ દુનિયાના સર્વ ભૂતપ્રાણી–મનુષ્ય, પશુ, પક્ષ સુખની ઇચ્છા કરે છે. સુખ એટલે શારીરિક સુ (Physical comfort) એ અર્થમાં અહીં સુખનો અ સમજવાનો છે. જ્યારે માણસ આ શારીરિક સુખન સ્વાભાવિક ઇચ્છાનો સંયમ (Control) કરે છે અગ ત્યાગ કરે છે ત્યારે તે ત્યાગ દેવદર્શન, ગુરૂપૂજન, તીર્થ યાત્રા વિગેરે તપનું સ્વરૂપ ગ્રહણ કરે છે.

શારીરિક સુખથી આગળ જઇ, તે સુખના સાધ રૂપ દ્રવ્ય-ધન ( Money ) અગર જેની કીંમત ઉપ

તેવી ચીજનો ત્યાગ કરે છે ત્યારે તેવો ત્યગ "દાન"નું સ્વરૂપ પકડે છે. આ દાન જ્યારે મોટા પ્રમાણમાં તથા પદ્ધતિસર થાય છે ત્યારે દાન ભાવનાનો વિકાસ થઈ તે યજ્ઞ ભાવનાનું (Sense of sacrifice) રૂપ ગ્રહણ કરે છે. આ યજ્ઞ ભાવના ઘણા પ્રકારની છે. જુદી જુદી યજ્ઞ ભાવનાનું ખરૂં રહસ્ય સમજવું તે જ્ઞાનયોગના પુણ્યમય પ્રદેશમાં મુસાફરી કરવા જેવું છે.

ત્યાગ ભાવનાનું આટલું બધું ગૌરવ હોવાથી, ભગવાન વેદવ્યાસે શ્રીમદ્ ભગવદ્ગીતા જેવા નાના ગ્રંથમાં પણ આ અમૂલ્ય તત્વની ઘણી સમજણ આપી છે. ત્યાગભાવના વ્યવહારમાં કેમ ઉતારવી, તેનું ભગવદ્ ગીતા જેવા નાનકડા ગ્રંથમાં જે જ્ઞાન આપવામાં આવેલું છે તેટલું અને તેવું વ્યવહારૂ જ્ઞાન (Practical knowledge) દુનિયાના એક પણ ધર્મ ગ્રંથમાં નથી. આ કારણને લઈને ભગવદ્ગીતા એ દુનિયાના સર્વોત્તમ ગ્રંથમાં પણ સર્વોપરી ગણાય છે.

ત્યાગ એ એક એવું અગત્યનું તત્વ છે કે તેના સિવાય આ દુનિયા-આ સમાજ-આ શરીર એક ક્ષણ ભર પણ રહી શકે નહિ. આ પ્રમાણે હોવાથી દુનિયાના દરેક ભૂતપ્રાણીને એક અગર બીજા રૂપમાં ત્યાગ કર-

વાની જરૂર પડે છે. આ પ્રમાણે જો કે દરેક પ્રાણી દરેક ઘડીએ ત્યાગ ભાવના આચારમાં તો મુકે છે છતાં તેનું ખરૂં સ્વરૂપ સમજતો નથી. ત્યાગભાવનાના ખરા જ્ઞાનને અભાવે, ત્યાગભાવથી થવી જોઇતી ઉત્તમ અસરો થતી નથી. જ્યાં જ્યાં ત્યાગ ભાવના શિષ્ટાચાર પ્રમાણે આચારમાં મુકાતી હોય ત્યાં ત્યાં સુખ અને શાંતિ હોય છે; છતાં આ દુનિયામાં ઘણી જગ્યાએ જોઇએ છીએ કે ત્યાગ ભાવનાની પાછળ દાવાનળ દુઃખ સળગી ઉઠે છે. ત્યાગ ભાવનાના ખરા સ્વરૂપનું અજ્ઞાન એજ આનું ખરૂં કારણ છે.

એક માણસને દારૂ પીવાની લત લાગી છે. તે ગમે તેટલા પૈસા ખર્ચીને પણ દારૂ પીવે છે. બીજા માણસને દારૂનું વ્યસન છોડવું છે. તે પૈસા ખર્ચીને પણ વ્યસન છોડાય તેવી દવા કરે છે. દ્રવ્ય ત્યાગ (Abandoning money) એ બંન્નેમાં સમાન છે. ત્યાગ ભાવના બંન્નેમાં સરખી છે; છતાં તેની અસરમાં-તેના પરીણામમાં ઘણો તફાવત છે. દારૂની ઈચ્છાવાળો માણસ દારૂ પીવામાં પૈસાનો વ્યય કરી દુઃખ અને દરદ વધારે છે; જ્યારે દારૂ છોડનાર માણસ પૈસા ખરચી -બુરી આદત છોડી સુખી થાય છે.

જગતના ઇતિહાસમાં પણ આવા અનેક પુરાવા છે. દુર્યોધન, નેપોલીઅન અગર કૈસર રાજ્યમહેલના વૈભવ છોડી લડાઇને મોખરે દુશ્મનોની તોપો સામે સાથે છાતી ખુલ્લી કરી ઉભા રહે તે ઓછું તપ-ઓછો સ્વાર્થ ત્યાગ ન કહેવાય. જીવન (Life) જેવી દુનિયામાં એક પણ પ્રિય વસ્તુ નથી. આ જીવન પણ જોખમમાં નાંખવું-મરવાને તૈયાર થવું તે ઓછો અગર જેવો તેવો ત્યાગ નથી. આવો મહાન ત્યાગ કર્યો છતાં તેમના ત્યાગની-કાર્યની અસર શું ? દુનિયામાં દાવાનળ સળગી ઉઠ્યો એ તેમના ત્યાગનું પરીણામ આવ્યું.

ઉપરના દ્રષ્ટાંતની સાથે ભગવાન શંકરાચાર્ય, ભગવાન બુદ્ધ. ભગવાન મહાવીર, શ્રીમદ્ રાયચંદ્રજી, વિગેરેના દ્રષ્ટાંતો જુઓ. આ મહાત્માઓ પણ ઘરબારનો ત્યાગ કરી, જીવન આશાનો ત્યાગ કરી નીકળી પડ્યા. તેમના ત્યાગનું સર્વોત્તમ ફળ આવ્યું. દુર્યોધન, નેપોલીયન, કૈસરના ત્યાગે દુનિયામાં દુઃખનો દાવાનળ પ્રકટાવ્યો; જ્યારે આ મહાત્માઓના ત્યાગે દાવાનળથી દુઃખી થતી દુનિયામાં શાંતિના સામ્રાજય સ્થાપ્યાં. ત્યાગ ભાવના બધામાં-રાજાઓમાં તથા મહાત્માઓમાં એક સરખીજ હતી છતાં પરીણામમાં આટલો આકાશ તથા પાતાળ જેટલો તફાવત આવ્યો. આ તફાવતનું કારણ

શું ? ત્યાગ ભાવનાની ખામી એ આ તફાવતનું કારણ ન હતું પરંતુ ત્યાગની દિશા ફેર (Change in the direction) એજ ખરૂં કારણ હતું.

ત્યાગ કેવો કરવો. ક્યારે કરવો. કયા હેતુથી તથા કઈ દિશામાં કરવો તે બુદ્ધ આદિ મહાત્માઓ જાણતા હતા. ત્યાગની વિદ્યામાં તેઓ કુશળ (Expert) –નિષ્ણાત હતા. આ કારણને લઇનેજ ત્યાગ રૂપ મહાન શસ્ત્રથી તેઓએ દુનિયાનો બચાવ કર્યો અને પૃથ્વીમાં શાંતિના સામ્રાજ્ય સ્થાપ્યાં. દુર્યોધનાદિ રાજાઓ ત્યાગનું ખરૂં સ્વરૂપ સમજતા નહતા. આ કારણથીજ ત્યાગરૂપ શસ્ત્રથી તેઓ દુનિયાનો તો શું પણ પોતાનો પણ બચાવ કરી શક્યા નહિ એટલુંજ નહિ પણ ત્યાગરૂપ તરવારથીજ તેમણે પોતાના તથા પોતાના કુળના, જાતિના, વંશના શીર કાપ્યા–કપાવ્યા.

ત્યાગ કઈ દિશામાં કરવો, કેવા હેતુથી કરવો, જુદા જુદા હેતુથી કરેલ ત્યાગના કેવા પરીણામ આવે છે તે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં બહુજ ટુંકાણમાં પણ બહુજ અસરકારક રીતે સમજાવવામાં આવ્યું છે. જુદી જુદી જાતના ત્યાગની સારી માઠી અસર થાય છે તે સમજાવવા શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ત્યાગનું સ્વરૂપ સમ-

વવામાં આવ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણ આ વિષયમાં હે છે કેઃ—

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ १८-२ ॥

કામ્યકર્મો-અમુક ફળની ઇચ્છાર્થી કરેલાં કર્મોના (Actions prompted by desires) ન્યાસ-ત્યાગ (Renunciation) તેને કવિ-ડાહ્યા માણસો (Sages) સંન્યાસ કહે છેઃ જ્યારે સર્વ કર્મના ફળ ત્યાગને (Renunciation of the fruits of all action) વિચક્ષણ પુરૂષો-ડાહ્યા માણસો ત્યાગ કહે છે.

ઉપરના શ્લોકમાં સંન્યાસનો અર્થ પારિભાષિક છે. સર્વ કામ્ય કર્મોનો ન્યાસ કરવા કરતાં સર્વ કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરવો તે ઉત્તમ છે. કામ્ય કર્મોના સંન્યાસથી-કામ્ય કર્મો છોડી દેવાથી લોકમાં ઉદાસિનતા-આળસ પેદા થવાનો ભય રહે છે. આવા સંન્યાસ કરતાં સર્વ કર્મો કરવાનું ચાલુ રાખવું પરંતુ તે કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરવો તે વધારે ઉચિત છે. સંન્યાસમાં શારીરિક સંયમ થાય છે. "ત્યાગ"માં શારીરિક કર્મ ચાલુ રહે છેઃ ફક્ત મનથી ફળની ઇચ્છાનો આસંગ છોડી દેવામાં આવે છે.

ભગવદ્ગીતાની શરૂઆતમાં અર્જુન વિષાદ ગ્રસ્ત થઇ યુદ્ધરૂપ કાર્યથી નિવૃત થવા માગતા હતા. ભીક્ષાના અન્નથી ઉદર નિર્વાહ કરવાની ઇચ્છા કરતા હતા. આ અર્જુનનો એક પ્રકારનો "સંન્યાસ" હતો પરંતુ; તે વ્યાજબી ન હતો. યુદ્ધરૂપ કર્મમાંથી નિવૃત થવા કરતાં યુદ્ધ કરીને તેની ફળેચ્છામાંથી નિવૃત થવું તે વધારે મુશ્કેલ હતું. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને યુદ્ધનું ભૌતિક કાર્ય ( Physical act ) કરવાનો આગ્રહ કર્યો હતો, પરંતુ તે કાર્યની ફળેચ્છા–લાભાલાભની ભાવનાનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો હતો. આ તફાવત બહુજ અગત્યનો છે.

કર્મનો ત્યાગ કરવાથી આ જગતનો પ્રવાહ પણ ચાલુ રહે નહિ. આ હકીકત પણ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને નીચે પ્રમાણે સમજાવી છે:—

**नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥१८-११॥**

દેહધારીઓને માટે અશેષત–સર્વાંશે–તદન કર્મનો ત્યાગ શક્ય ( Possible ) નથી; આ કારણને લઇને જે કર્મના ફળનો ત્યાગ કરે છે તેજ ખરેખરો ત્યાગી કહેવાય છે.

શાનો ત્યાગ કરવો તે ઉપરના શ્લોકો પરથી સ્પષ્ટ જણાયું હશે. કર્મનો ત્યાગ નહિ પરંતુ કર્મની ફલેચ્છાનો ત્યાગ કરવો તેજ શ્રેષ્ઠ છે. કર્મના ત્યાગથી એક પ્રકારનો ઇંદ્રિય નિગ્રહ થાય છે ખરો; પરંતુ ફળેચ્છાના ત્યાગથી મનોનિગ્રહ થાય છે. ઇંદ્રિય નિગ્રહ કરતાં મનો નિગ્રહ વધારે શ્રેષ્ઠ છે. મનોનિગ્રહની અંદર કેટલેક અંશે ઇંદ્રિય નિગ્રહનો સમાવેશ થઇ જાય છે.

ઉપર જણાવ્યો તે ત્યાગ કેટલા પ્રકારનો છે તે પણ જાણવું જરૂરનું છે. ત્યાગના પણ તામસીક, રાજસીક તથા સાત્વિક એમ ત્રણ પ્રકાર છે. તામસીક તથા રાજસીક ત્યાગ છોડી દેવા લાયક છે. સાત્વિક ત્યાગ ગ્રહણ કરવા યોગ્ય છે. તામસીક ત્યાગનું વર્ણન આપતાં ભગવાન કૃષ્ણચંદ્ર કહે છે કે:—

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ १८-७ ॥**

ધર્મશાસ્ત્રથી નિયત કરેલ-નક્કી કરેલ કર્મનો ત્યાગ કરવો તે વ્યાજબી નથી. ધર્મશાસ્ત્રમાં સ્વધર્મ રૂપે જણાવેલ કર્મનો મોહથી-અજ્ઞાનથી ત્યાગ કરવામાં આવે તો તેવો ત્યાગ તામસ ત્યાગ કહેવાય છે. પહેલા

અધ્યાયમાં અર્જુન જે ત્યાગ કરવા તૈયાર થયા હતા તે આવા પ્રકારનો ત્યાગ હતો.

તામસ ત્યાગથી કંઈ ચઢીયાતા પ્રકારનો ત્યાગ તે રાજસ ત્યાગ છે. તેનું વર્ણન આપતાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે:—

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥१८–८॥**

કર્મ કરવામાં કાયાને–શરીરને ક્લેશ થશે–દુઃખ પડશે તેવી ભાવનાથી કર્મનો ત્યાગ કરવામાં આવે તો તેવો ત્યાગ રાજસ ત્યાગ કહેવાય છે. આવી બુદ્ધિથી કરેલ ત્યાગનું ત્યાગ કરનારને ફળ મળતું નથી. આવા ત્યાગનું ફળ નહિ મળવાનું કારણ પણ સ્પષ્ટ છે. રાજસ ત્યાગમાં ત્યાગીની બુદ્ધિમાં શારીરિક સુખની ક્ષુદ્ર વૃત્તિ હોય છે તેથી તેને શારીરિક ક્લેશ નિવૃત્તિ થવા ઉપરાંત બીજા ઉચ્ચ ફળની પ્રાપ્તિ થતી નથી.

ઉચ્ચ કોટીનો ત્યાગ તે સાત્વિક ત્યાગ છે. ભગવાન શ્રીકૃષ્ણ તેનું વર્ણન આપતા જણાવે છે કે:—

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।**
**संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥१८-९॥**

સ્વધર્મ પ્રમાણે-શાસ્ત્રોએ નક્કી કરી આપેલ કર્મ. સંગ (Attachment) તથા ફળેચ્છાનો ત્યાગ કરીને કરવામાં આવે તેજ ખરો અને સાત્વિક ત્યાગ છે. ઉપરના શ્લોકપરથી જણાશે કે કર્મનો ત્યાગ નહિ પરંતુ કર્મફળનો ત્યાગ તેજ સાત્વિક ત્યાગ છે.

આવા સાત્વિક ત્યાગીનું સ્વરૂપ કેવા પ્રકારનું હોય તેનું પણ ભગવદ્ગીતામાં સુંદર વર્ણન આપવામાં આવ્યું છે. આ સંબંધમાં કહ્યું છે કે:—

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१८-१०॥**

સત્વ સમાવિષ્ટ ત્યાગી (Relinquisher inspired by "sattvic" quality) મેધાવી (Intelligent) તથા છિન્ન સંશય-નિસંશય થયેલો હોય છે. આવા માણસમાં રાગ દ્વેષ હોયજ નહિ. આ કારણને લઇને કુશળ (Agreeable, pleasant) અગર અકુશળ Disagreeable, unpleasant) કર્મ પ્રત્યે તેનો રાગ દ્વેષ હોતો નથી.

ત્યાગની આ ઉત્તમમાં ઉત્તમ ભાવના છે. ખરા ત્યાગીને-સાત્વિક ત્યાગીમાં રાગ દ્વેષ હોઈ શકે નહિ.

આ કારણથી જ્યાં રાગ નથી ત્યાં બંધ પણ હોઇ શકે નહિ. સાત્વિક ત્યાગીએ રાગ દ્વેષનો ત્યાગ કરેલો હોવાથી તેને આ જન્મમાં કર્મથી બંધન થતા નથી. આ હકીકત પણ ભગવાને ગીતામાં કહી છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે:—

**अनिष्टमिष्ट मिश्रं च त्रिविध कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१८-१२॥**

ઈષ્ટ (Desirable, good), અનિષ્ટ (undesirable, bad) અને મિશ્ર (Mixed) એવા ત્રણ પ્રકારના કર્મના ફળ છે. જેઓ અત્યાગી (Non relinquisher)–કર્મની ફળની ઇચ્છા નહિ છોડનારા છે તેમને આ કર્મના ફળથી બંધન થાય છે. ત્યાગી –સંન્યાસીએ કર્મના ફળની ફળેચ્છાનો કાર્ય કરતા પહેલાંજ ત્યાગ કરેલો હોવાથી તેમને કર્મના ફળ ભોગવવા નથી પડતા. આવા ત્યાગીને કર્મ બંધન કરી શકતા નથી. આવો ત્યાગી કર્મ કરવા છતાં પણ મુક્ત છે.

આવો સાત્વિક ત્યાગ જ્ઞાન ધ્યાન વિગેરે મોક્ષ દાયક સાધનોમાં સર્વોત્તમ છે. ભગવાને આ વિષયમાં કહ્યું છે કે:—

**श्रेयो हि ज्ञानमभ्यासाद्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनंतरम् ॥१२-१२॥**

અભ્યાસથી ( Constant practice ) જ્ઞાન વધારે શ્રેયસ્કર છે. જ્ઞાનથી ધ્યાન વધારે શ્રેયસ્કર છે. ધ્યાન કરતાં પણ કર્મ ફળનો ત્યાગ–ફળેચ્છાનો ત્યાગ વધારે શ્રેયસ્કર છે; કારણ કે ત્યાગથી માણસને તુરતજ શાંતિ મળે છે.

ત્યાગ ભાવનાનું આટલું બધું ગૌરવ છે. ત્યાગથીજ માણસ મનુષ્ય મટીને દેવ થાય છે. મોક્ષ જેવી મોંઘી વસ્તુ પણ ત્યાગથી મુમુક્ષુને મળે છે. આ કારણથી માણસે–અભ્યાસીએ પોતાના રોજના વ્યવહારમાં ત્યાગ ભાવના હંમેશા વધારવા સતત્ પ્રયત્ન કરવો. આ પ્રમાણે નાની બાબતમાં પણ ત્યાગ ભાવના ખીલવવામાં આવશે તો ટુંક સમયમાં અભ્યાસીની આ શક્તિ ઘણીજ વધી જશે. વધતી જતી ત્યાગ ભાવનાની સાથે અભ્યાસીમાં અનુપમ શાંતિ–પરમ શાંતિ–દૈવી શાંતિનો ઉદય થશે.



## પ્રકરણ ૧૨ મું.

---

# યજ્ઞ, દાન, તપ.

---

સાત્વિક ગુણની વૃદ્ધિમાં યજ્ઞ, દાન અને તપ એ ત્રણ ક્રિયાઓ બહુજ અગત્યનો ભાવ ભજવે છે. યજ્ઞ દાન અને તપ એ ત્રણે ક્રિયાઓનો મુખ્ય પાયો ત્યાગ ભાવનામાં રહેલો છે તે આપણે જોયું. યજ્ઞ. દાન અને તપ એ ત્રણે ભાવનાના રહસ્યરૂપ ત્યાગ ભાવનાનો વિચાર કર્યા બાદ યજ્ઞ. દાન અને તપ એ ત્રણે ભાવનાનો જુદોજુદો વિચાર કરવાની જરૂર પડશે. આ ત્રણ ભાવના પૈકી પહેલાં તપ (austerity) ભાવનાનો વિચાર કરવાની જરૂર છે; કારણ કે તપથી શરીર. મન તથા બુદ્ધિની શુદ્ધિ થાય છે.

સોનું, ચાંદી વિગેરે કીંમતી ધાતુઓમાં ઘણી વખત ત્રાંબુ સીસું વિગેરે હલકી ધાતુઓ મેળવેલી હોય છે. આ પ્રમાણે કીંમતી ધાતુમાં હલકી ધાતુઓની મેળવણીથી સોના ચાંદી વિગેરે ધાતુના મુખ્ય ગુણમ

તફાવત પડે છે. આ કારણથી જ્યારે કોઈ માણસને ચોખ્ખું સોનું કે ચાંદી જોઈતી હોય છે ત્યારે ભેગવાળી સોના તથા ચાંદીને શુદ્ધ કરવા પડે છે-તેની અંદરની હલકી ધાતુ દૂર કરવી પડે છે. આવા પ્રકારની ધાતુઓની શુદ્ધિ તેને અગ્નિમાં તપાવવાથી થાય છે. ધાતુઓને તપાવવાથી તેમની અશુદ્ધિ દૂર થાય છે અને ચોખ્ખું સોનું તથા ચાંદી બાકી રહે છે.

જેમ સોના રૂપા વિગેરે ધાતુઓમાં હલકી ધાતુનો ભેગ હોય છે તેજ પ્રમાણે મનુષ્ય શરીરના બંધારણના તત્વોમાં પણ કેટલીએક વખત હલકા તત્વો-કામ, ક્રોધ, લોભ, ઈર્ષા વિગેરે દોષો મળી ગયેલા હોય છે. જ્યાં સુધી સોના ચાંદીમાં હલકી ધાતુ મળી ગઈ હોય ત્યાં સુધી તે શુદ્ધ કહી શકાય નહિ તેજ પ્રમાણે જ્યાં સુધી મનુષ્યના બંધારણમાં કેટલાએક દુર્ગુણો-કેટલીએક અશુદ્ધિઓ હોય છે ત્યાં સુધી માણસ પોતાના ખરા સ્વરૂપનો પ્રકાશ કરી શકતો નથી. જેમ ચાંદી તથા સોનાની અશુદ્ધિ દૂર કરવા તેમને તપાવવા પડે છે તેજ પ્રમાણે મનુષ્ય શરીરમાંથી કેટલાએક દુર્ગુણો દૂર કરવા તેને કેટલીએક ક્રિયાની-કેટલાએક તપની જરૂર પડે છે. તપ એટલે મનુષ્ય શરીરને તપાવી

તેમાંથી કેટલાએક દુર્ગુણો દૂર કરવાની ક્રિયા. જેમ સોના તથા ચાંદીને શુદ્ધ કરવા તેને અગ્નિમાં નાંખવાની જરૂર પડે છે તેવી રીતે મનુષ્ય શરીરને તપાવવા--શુદ્ધ કરવા તેને અગ્નિમાં નાંખવાની જરૂર પડતી નથી. ચાંદી તથા સોનાની અશુદ્ધિ દૂર કરવાની ક્રિયાને જેમ તપાવવાની ક્રિયા કહેવાય છે, તે પ્રમાણે મનુષ્ય શરીરની અશુદ્ધિ દૂર કરવાની ક્રિયાને "તપ વિદ્યા" કહેવામાં આવે છે. આ પ્રમાણે તપ એ એક જાતનો શારીરિક વિકાસ (Physical culture) કહેવાય છે. તપથી મનુષ્યની તંદુરસ્તી (Health) સારી રહે છે. તપથી ઘણીખરી વખતે વ્યાધિગ્રસ્ત શરીર પણ સારૂં થાય છે. આ પ્રમાણે હોવાથી તપ ધાર્મિક દ્રષ્ટિથી જરૂરનું છે, એટલુંજ નહિ, પરંતુ શારીરિક સુખાકારીને માટે--આરોગ્ય જાળવી રાખવા માટે-વ્યાધિ દૂર રાખવા માટે (Preventive measure) તથા થયેલા વ્યાધિને દૂર કરવાના ઉપાય તરીકે (Curative measure) પણ તપ એ ઘણીજ અગત્યની ક્રિયા છે.

શારીરિક તેમજ સામાજીક વિકાસમાં તપની આવી અગત્ય જણાવાથી આર્ય રૂષિ મુનિઓએ સ્મૃતિ-ઓમાં તથા અન્ય બીજા ધાર્મિક ગ્રંથોમાં તપ વિષે

બહુજ બારીકાઇથી વર્ણન કર્યું છે. આ દેશની આબો હવા, મનુષ્ય સ્વભાવ તથા સામાન્ય મનુષ્યોમાં તરી આવતા દોષોનો બહુજ લંબાણુથી અને વિગતવાર અભ્યાસ કર્યા બાદ, આર્યપ્રજાની શારીરિક તથા માનસિક ઉન્નતિમાં વિઘ્નરૂપ જે તત્વો–જે દુર્ગુણો હતા, તેમને દુર કરવા આપણા ધર્મશાસ્ત્રમાં તપનો વિચાર કરવામાં આવ્યો છે.

"તપ" એ શબ્દ એટલો સામાન્ય વપરાશનો છે કે ઘણાખરા માણસો એમ સમજે છે કે તેના અર્થની તેમને ખબર છે. આ માન્યતા ભૂલ ભરેલી છે. તપ શબ્દના અર્થ માટે સામાન્ય મનુષ્યોનો અભિપ્રાય એવો હોય છે કે તે તો ફકત રૂષિ મુનિઓથીજ અમલમાં મુકી શકાય. તપ એટલે દીવસના દીવસ સુધી અપવાસ કરવા. તપ એટલે અગ્નિમાં બેસવું. તપ એટલે ખીલાના બીછાનાપર સુવું. તપ એટલે શરીરને અત્યંત કષ્ટ આપવું તે. તપને માટે સામાન્ય લોકની આવી માન્યતા હોય છે પણ તે ખોટી છે. કેટલાએક ઉગ્ર તપસ્વીઓએ ઉપર જણાવેલ બધી કે કેટલીએક ક્રિયાઓ કરી હશે પરંતુ તેટલા પરથી તેમ નથી સમજવાનું કે તપ કરવા માટે–શરીરની અશુદ્ધિ દૂર કરવા માટે શરીરને મહાન દુઃખ–કલેશ આપવાની જરૂર છે.

તપ એ એટલું સહેલું તથા સુખકર છે કે સામાન્ય મનુષ્ય પણ પોતાનો રોજનો વ્યવહાર, સ્ત્રી, પુત્ર ઘરબાર કે ધનનો ત્યાગ કર્યા શિવાય સહેલાઇથી આચરી શકે તેમ છે. ભગવાન વ્યાસે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં તપ કરવાની જે પદ્ધતિ બતાવેલી છે તે સાદી, સુખકર અને સહેલાઈથી આચારમાં ઉતારી શકાય તેવી હોવા ઉપરાંત, મનુષ્યના તમામ દોષો દૂર કરી, તેની શારીરિક તથા માનસિક ઉન્નતિ કરવામાં ઘણીજ અદ્‌ભુત મદદ આપે તેવી છે. આ દ્રષ્ટિથી જોતાં શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં બતાવેલી તપ, દાન, યજ્ઞની પદ્ધતિ જેમ એક મનુષ્યને તેની શારીરિક, માનસિક, અધ્યાત્મિક ઉન્નતિ કરવાને જરૂરી છે તેટલીજ અમુક સમાજ તથા દેશને પણ તેના વિકાસને માટે જરૂરી છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં તપના ત્રણ પ્રકાર--તામસી રાજસી તથા સાત્વિક--ગણાવવામાં આવ્યા છે. તામસી તથા રાજસી તપનું વર્ણન સત્તરમા અધ્યાયના અઢારમા તથા ઓગણીસમા શ્લોકમાં કરેલું છે. આવા પ્રકારનું તપ પોતાની અહંભાવની વાસના સંતોષવા તથા કોઇ પ્રત્યે દ્વેષ બુદ્ધિથી અન્યનું બુરૂં કરવાના હેતુથી કરવામાં આવે છે. આવું તપ ત્યાજ્ય-તજવા યોગ્ય છે. જે તપથી પોતાની જાતના દુર્ગુણો દૂર કરી શકાય તેજ ખરૂં તપ છે.

મનુષ્યનો ફક્ત અમુક દિશામાં વિકાસ ( One sided development ) થાય તે બહુ ઇચ્છવા લાયક નથી. શરીર તથા મનનો સરખી રીતે અને એકી સાથે વિકાસ થાય તે ઇચ્છવા જોગ છે. ગીતામાં બતાવેલી પદ્ધતિમાં આ ખાસ ખુબી છે કે તેનાથી એક મનુષ્યનો સર્વાંશે અને સર્વ દિશામાં એકી વખતે વિકાસ થાય છે.

મનુષ્યના વિકાસનો પ્રથમ આધાર તેના સ્થૂલ શરીરપર છે. આ કારણથી સ્થૂલ શરીરને સુદ્રઢ બનાવવું-તેને મજબુત કરવું--તેના દોષ કાઢી નાંખવા તે જરૂરનું છે. સ્થૂલ શરીરને જે સુદ્રઢ કરે તે શારીરિક તપ કહેવાય છે. આ તપનું વર્ણન શ્રીમદ્ ભગવદ્ ગીતામાં નીચે પ્રમાણે કરવામાં આવ્યું છેઃ—

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारिरं तप उच्यते ॥ १७–१४ ॥**

દેવ (Gods), દ્વિજ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ગુરૂ (Precepter) પ્રાજ્ઞ–ડાહ્યા માણસોનું પૂજન કરવું–દ્વિજ, ગુરૂ અને ડાહ્યા માણસોને માન આપવું –તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખવો, શૌચ--પવિત્રતા રાખવી, આર્જવતા--પ્રમાણિકતા--સીધાપણું રાખવું, બ્રહ્મચર્ય

પાળવું, અહિંસાવૃતિ રાખવી-કોઈ પ્રાણીને દુઃખ ન આપવું, એ શારીરિક તપ કહેવાય છે.

શારીરિક તપની જે વ્યાખ્યા આપવામાં આવી છે તે પરથી જણાશે કે તેવું તપ કરવામાં પોતાની જાતને કોઇ મહાન ક્લેશ આપવાની જરૂર પડતી નથી. શારીરિક તપમાં બ્રહ્મચર્યનો સમાવેશ થાય છે. બ્રહ્મચર્યથી શરીર સુદ્રઢ થાય છે. બ્રહ્મચર્યથી બળ તથા બુદ્ધિની વૃદ્ધિ થાય છે. શારીરિક બળ વધતાં માણુસમાં કોઈ વખતે ઉદ્ધતાઇ આવે છે. આ પરીણામ ન આવે તેટલે માટે દેવ, દ્વિજ, ગુરૂ તથા પ્રાજ્ઞના પ્રત્યે પૂજ્યભાવ રાખવાનું કહ્યું છે. દેવ, ગુરૂ આદિમાં ઉત્તમ ગુણ હોય છે તેથી તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખનારમાં પણ તે ગુણો પ્રકટે છે. આ ઉપરાંત સર્વ પ્રાણી પ્રત્યે હિંસાવૃતિનો ત્યાગ કરવાથી માણુસમાં મૈત્રીની (Friendship) ભાવના દ્રઢ થાય છે. આર્જવતાથી-સરળતાથી-સીધાપણાથી મૈત્રીની ભાવના લાંબી મુદત ટકી રહેશે. આવું શારીરિક તપ દરેક દેશને તેમજ દરેક પ્રજાને પોતાની ઉન્નતિ માટે જરૂરનું છે. ઉપર જણાવેલ તપની વ્યાખ્યાપરથી જણાશે કે ગીતાની તપ ભાવના સંકુચિત ધાર્મિક વૃતિ પર નહિ પરંતુ

ઉદાર, બહોળી ધાર્મિક, સામાજીક તથા રાષ્ટ્રિય જરૂરીયાતો લક્ષમાં રાખી યોજાયેલી છે.

એકલા શરીરનો વિકાસ થાય તેટલુંજ બસ નથી. દરેક મનુષ્યને-દરેક પ્રજાને પોતાની આજુબાજુના મનુષ્યો તથા પ્રજાઓ સાથે વ્યવહાર કરવો પડે છે. આપણા દરેક વ્યવહાર વાણી (Speech) મારફત થાય છે. જે માણસની વાણી-વચનપર ભરૂસો રાખી શકાય તે માણસ તથા તે પ્રજા બીજા મનુષ્ય તથા બીજી પ્રજાનો વિશ્વાસ સંપાદન કરી શકે છે. રોજના વ્યવહારમાં, વેપારમાં, તથા દરેક કામકાજમાં દરેક માણસને બીજા માણસના વચનપર આધાર રાખવો પડે છે. આ કારણને લઇને વાણી સત્ય ( True ) હોવી જોઇએ. સત્ય હોવા ઉપરાંત તે પ્રિય ( Pleasant ) તથા અનુદ્વેગકર-બીજાને ત્રાસ નહિ આપનાર હોવી જોઇએ. વાણીની આ બધી જરૂરીયાતોને ગીતામાં વાઙ્મય તપ (Austerity of speech) એવું નામ આપવામાં આવ્યું છે. આ વાઙ્મય તપનું શ્રીમદ્ ભગવદ્ગીતામાં નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છેઃ—

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१७-१५॥**

જે વાણી—જે વચન અનુદ્વેગકર હોય—બીજાને ઉદ્વેગ ન કરાવે તેવી હોય, સત્ય હોય, પ્રિય (Pleasant) હોય, હિત—ભલું કરનારી હોય (Beneficial) તથા જે વાણીથી—વાક્યથી—વચનથી પોતાના સ્વાધ્યાય —ધર્મશાસ્ત્રનો અભ્યાસ થતો હોય તેવી વાણી—તેવું વાક્ય—તેવું વચન વાઙ્મય તપ કહેવાય છે.

વાણીનો આધાર વિચારપર રહે છે. "જેવું હૈયે તેવું હોઠે" એ સામાન્ય કહેવત ખરી છે. જેના હૃદયમાં—અંતઃકરણમાં ઉચ્ચ વિચાર નથી તેની વાણીમાં સત્ય વિગેરે સદ્‌ગુણો હોતા નથી. આ કારણથી વાણીની —વાઙ્મય તપની શુદ્ધિ સાચવી રાખવી હોય તો વાણી જે સ્થળેથી વ્યક્ત થાય છે તે સ્થળને—મનને—અંતઃકરણને શુદ્ધ કરવું પડે છે. મનની શુદ્ધિની ક્રિયા તે માનસિક તપ. માનસ તપનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છેઃ—

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥ १७-१६ ॥**

મનને પ્રસન્ન રાખવું—મનને વિષયની ચિંતાથી વ્યાકુલ થવા દેવું નહિ, સૌમ્યતા રાખવી—મનથી બધાઓના હિતચિંતક થવું, મૌન—શાંતિ રાખવી, આત્મ-

નિગ્રહ–મનોનિગ્રહ (Control of mind) રાખવો તથા ભાવસંશુદ્ધિ (Honesty of purpose, feeling of purity) રાખવી એ માનસ તપ (Mental austerity) કહેવાય છે

આગળ ઘણી વખત કહ્યું છે કે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં બાહ્ય કાર્ય (External act) કરતાં આંતરીક હેતુને (Inward motive) બહુજ અગત્ય આપવામાં આવી છે. કાર્યના સારાસારની ખરી કસોટી મનોભાવના પર આધાર રાખે છે. ઉપરના શ્લોકમાં ભાવ સંશુદ્ધિ કહેલ છે તેનો પણ આ અર્થ છે. ભગવદ્ગીતામાં આગળ ચાલતાં આ અર્થ વધારે સ્પષ્ટ કરવામાં આવ્યો છે. શારીરિક, વાઙમય અને માનસ તપ કરવું તે જરૂરનું છે એટલું નહિ પણ તેવું તપ શ્રદ્ધાપૂર્વક તથા કોઇપણ ફળની–બદલાની આશા રાખ્યા વગર કરવામાં આવે ત્યારેજ તે સાત્વિક તપ કહેવાય છે. આ સંબધમાં કહ્યું છે કે:—

**श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७-१७ ॥**

ઉપર જણાવેલ ત્રણે પ્રકારનાં તપ જ્યારે ઘણીજ શ્રદ્ધાથી, ફળની આકાંક્ષા રાખ્યા વગર, મુકત થઈ –યોગયુકત થઈ કરવામાં આવે છે ત્યારે તે સાત્વિક તપ કહેવાય છે.

જેમ તપ કરવામાં સાત્વિક બુદ્ધિ રાખવાની છે તે પ્રમાણે દાન કરવામાં પણ સાત્વિક બુદ્ધિની જરૂર છે. સાત્વિક દાનનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છેઃ—

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥१७-२०॥**

દાન લેનારના પર ઉપકાર બુદ્ધિથી નહિ પરંતુ દાન કરનારની ફરજ છે તેવી બુદ્ધિથી, ઉપકાર-સામો બદલો નહિ લેવાની ભાવનાથી કરેલું દાન, દેશ, કાળ-સમય તથા પાત્રાપાત્રનો (Deserving and undeserving) વિવેક કરીને, કરવામાં આવેલું દાન તે સાત્વિક દાન કહેવાય છે.

દાન જ્યારે મોટા પાયાપર તથા પદ્ધતિસર થાય છે ત્યારે દાન (Giving) યજ્ઞનું (Sacrifice) રૂપ લે છે. આ કારણથી દાનમાં જેવી સાત્વિક બુદ્ધિની જરૂર છે તેવી યજ્ઞ ભાવનામાં પણ છે. સાત્વિક યજ્ઞનું વર્ણન કરતાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ—

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ १७-११ ॥**

ફળની-બદલાની ઈચ્છા રાખ્યા વગર, વિધિપૂર્વક -શાસ્ત્રમાં જણાવેલ નિયમ પૂર્વક, કર્તવ્ય બુદ્ધિથી-યજ્ઞ કરવો તે પોતાની ફરજ છે તેવું સમજીને, કરેલ યજ્ઞ સાત્વિક યજ્ઞ કહેવાય છે. સાત્વિક દાન તથા સાત્વિક યજ્ઞના બધા તત્વો લગભગ સમાન છે.

યજ્ઞ સંબંધે કંઈક વિશેષ વિચારની જરૂર છે. જેમ તપના સંબંધમાં સામાન્ય લોકોની માન્યતા ભૂલ ભરેલી હોય છે તે પ્રમાણે યજ્ઞના સંબંધમાં પણ લોક-માન્યતા ભૂલ ભરેલી હોય છે. યજ્ઞ એટલે મોટા યજ્ઞ કુંડો, સંખ્યાબંધ બ્રાહ્મણો, સેંકડો મણ ઘી અગ્નિમાં હોમી દેવું એવોજ સામાન્ય લોકોનો ખ્યાલ હોય છે. ખરેજ આવા પ્રકારનો યજ્ઞ સામાન્ય મનુષ્યથી બની શકે નહિ. યુધિષ્ટર જેવા કોઈ મહાન રાજાજ આવો યજ્ઞ તો કરી શકે.

ગીતાની અંદર જે યજ્ઞ ભાવના સમજાવવામાં આવી છે તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે કીંમતી સાહિત્યની જરૂર નથી. ગીતામાં જણાવેલ યજ્ઞ એક રાજા અગર રંક, એક ત્યાગી કે ગૃહસ્થાશ્રમી, એક વિદ્વાન કે અભણ, સ્ત્રી કે પુરૂષ, બ્રાહ્મણ કે શુદ્ર બહુજ સહેલાઇથી કરી શકે છે; એટલુંજ નહિ પરંતુ કોઈ પણ

વ્યકિત કે દેશની ઉન્નતિ તેની યજ્ઞ ભાવનાના પ્રમાણ પર (Capacity for self srcrifice) આધાર રાખે છે. ગીતામાં જે રીતે યજ્ઞ ભાવનાનો વિકાસ કરવામાં આવ્યો છે તે ભગવાન વ્યાસના બુદ્ધિ ચાતુર્યનો એક અજબ નમુનો છે. ગીતાની યજ્ઞ ભાવના એવી તો ઉદાર બુદ્ધિની (Liberal minded) અને વિશાળ દ્રષ્ટિની છે કે સમય-યુગ બદલાય, રાજક્રાંતિ થાય, તો પણ આ યજ્ઞ ભાવનામાં ફેરફાર કરવાની જરૂર પડે તેમ નથી. આ ઉપરાંત ગીતામાં જણાવેલ યજ્ઞ ભાવના આખી જીંદગીમાં એકાદ વખત નહિ, કોઈ વાર તહેવારે નહિ, પણ જો ધારે તો દરેક માણસ, દરરોજ, જીંદગીની દરેક પળે આચરી શકે તેવી છે. ટુંકમાં કહીએ તો યજ્ઞ ભાવનાથી જીવન નિયંત્રિત કરનાર માણસ બહુજ જલદીથી પોતાની ઉન્નતિ કરી શકે છે.

દરેક કર્મનું ફળ તેના કર્તાને મળે છે. કર્મનું ફળ મેળવવું એટલે બંધ મોક્ષમાં-જન્મ મૃત્યુના ચકરાવામાં પડવું. આ કારણને લઈને કર્મ ફળ ત્યાગ કરવાની સૂચના આપવામાં આવી છે. સર્વ સામાન્ય કર્મ કરતાં યજ્ઞ કર્મની વિશેષતા એ છે કે યજ્ઞ ભાવનાથી કરેલ કર્મો મનુષ્યને બંધન કરતા થતા નથી. કર્મની બંધન કરવાની શકિતનો આધાર કર્મના ફળની અભિ-

લાષા-ઇચ્છાપર છે. ફળની ઇચ્છા વગર કેવળ યજ્ઞ ભાવનાથી (Sense of sacrifice) કરેલ કર્મ બંધન કરી શકતું નથી. આ સંબંધમાં ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ ४-२३ ॥**

સંગ-આસક્તિનો ત્યાગ કરી, મુક્તભાવથી-હું કર્તા છું એવી અહંભાવનાના ત્યાગ પૂર્વક, જ્ઞાનમાં બુદ્ધિને સ્થિર કરીને, યજ્ઞ કરવાને માટે જે કર્મ કરવામાં આવે છે તેવા કર્મો. કર્તાને બંધનરૂપ ફળ આપ્યા સિવાય નાશ પામે છે. આવા કર્મોથી કર્તાને સુખ દુઃખરૂપ, જન્મ મૃત્યુરૂપ ફળ મળતું નથી. આવા કર્મો કર્તાને મોક્ષદાયક નીવડે છે.

સંગ રહીત તથા મુક્તભાવથી કર્મ કેમ થાય-યજ્ઞ કેમ થાય તેની ચાવી નીચેના શ્લોકમાં બતાવી છે. તે શ્લોકમાં કહ્યું છે કેઃ—

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ ४-२४ ॥**

અર્પણનું કાર્ય (The act of offering) એ પણ બ્રહ્મ છે, હવિ-હોમવામાં આવેલી વસ્તુ (The thing offered) એ પણ બ્રહ્મ છે, અગ્નિ-જેમાં

હોમવાનું છે તે પણ બ્રહ્મ છે, હોમનાર (The man who offers) એ પણ બ્રહ્મ છે,—આ પ્રમાણે કેવળ બ્રહ્મ બુદ્ધિથી કાર્ય કરનાર માણસ બ્રહ્મને (Eternal happiness) પામે છે.

ઉપર પ્રમાણે યજ્ઞના સંબંધમાં સામાન્ય સૂચના આપ્યા બાદ, ગીતાજીમાં જુદી જુદી જાતના યજ્ઞનું વર્ણન કરવામાં આવ્યું છે. આ વર્ણન બહુ ઉપયોગી છે.

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ ४-२५ ॥**

આ શ્લોકમાં બે પ્રકારના યજ્ઞનું વર્ણન છે. કેટલાએક યોગીઓ—કર્મ યોગીઓ દેવ યજ્ઞ—દેવતાને ઉદ્દેશીને યજ્ઞ કરે છે; જ્યારે બીજા કેટલાએક યોગીઓ—જ્ઞાન—બ્રહ્માગ્નિ—બ્રહ્મને અગ્નિ કલ્પી તેમાં યજ્ઞ કરે છે.

આગળ જતાં બીજા વિશેષ ઉપયોગી તથા કોઇ પણ પ્રકારના ખર્ચ વગરના યજ્ઞો જણાવવામાં આવ્યા છે.

**श्रोत्रादीनींन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ ४-२६ ॥**

આ શ્લોકમાં પણ બે પ્રકારના યજ્ઞનું વર્ણન છે. અગ્નિ પણ બે પ્રકારના જણાવ્યા છે. એકનું નામ

સંયમાગ્નિ (Fire of control) બીજાનું નામ ઇંદ્રિયાગ્નિ (Fire of senses). શ્રોત્ર-કાન વિગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયોને શબ્દ વિગેરે ઇંદ્રિયોના વિષયથી નિવૃત કરી સંયમ રૂપ અગ્નિ-જ્ઞાનઇંદ્રિયોના નિગ્રહ રૂપ સંયમ કરી, યોગીઓ યજ્ઞ કરે છે. બીજા પ્રકારના યોગીઓ શબ્દ વિગેરે ઇંદ્રિયોના વિષયોને ઇંદ્રિયાગ્નિમાં હોમે છે. આ બે યજ્ઞોથી માણસના ચિતની વ્યગ્રતા દૂર થાય છે--માણસના ચિત્તમાં સમત્વ (Equilibrium) પ્રાપ્ત થાય છે.

આ સ્થિતિ પ્રાપ્ત કર્યા બાદ અભ્યાસી આગળ વધે છે. આવા અભ્યાસીને કેવા પ્રકારના યજ્ઞની જરૂર છે તે નીચેના શ્લોકમાં જણાવવામાં આવ્યું છે.

**सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ ४-२७ ॥**

આત્મ સંયમ રૂપ યોગ અગ્નિનું આ શ્લોકમાં વર્ણન કરવામાં આવ્યું છે. સામાન્ય અગ્નિને સળગાવવા લાકડા તથા દીવાસળીની જરૂર છે તો આત્મ સંયમરૂપ યોગ અગ્નિ કેમ પ્રજલાવવો? આ શંકાનું સમાધાન કરવામાં આવ્યું છે. આ અગ્નિ જ્ઞાન દીપથી--આત્મ જ્ઞાનથી પ્રજવલિત કરવાનો છે. આત્મ જ્ઞાન

પ્રાપ્ત કરવાથી આ અગ્નિ પેદા થાય છે. આવા જ્ઞાન દીપથી સળગાવેલ આત્મ સંયમ રૂપ યોગાગ્નિમાં પ્રાણ તથા સર્વ ઇંદ્રિયની ક્રિયાનો હોમ કરવાનો છે—પ્રાણ તથા ઇંદ્રિયની સર્વ ક્રિયાના ફળનો ત્યાગ કરવાનો છે.

ઉપર જણાવેલ યજ્ઞમાં બુદ્ધિનું પ્રાધાન્ય છે. ઉપર જણાવેલ યજ્ઞો વિષે ભગવાન પાતંજલ મુનિકૃત યોગ દર્શનમાં બહુજ બારીકાઇથી સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે. ચિત્તની—મનની શુદ્ધિ તથા શાંતિ માટે યોગ દર્શન એ એક અદ્ભૂત અને અપ્રતિમ ગ્રંથ છે.

યૌગિક યજ્ઞનું વર્ણન કરી હવે તેનાથી સહજ ઉતરતા તથા લોકમાં વધારે જાણીતા યજ્ઞોનું વર્ણન કરવામાં આવ્યું છે.

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।**
**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ ४–२८ ॥**

આ શ્લોકમાં ફક્ત જુદા જુદા યજ્ઞોના નામ છે. એકંદર નીચે પ્રમાણે યજ્ઞો ગણાવેલા છે.

(૧) **દ્રવ્ય યજ્ઞઃ**– (Wealth sacrifice)

(૨) **તપ યજ્ઞઃ**– (Austerity sacrifice)

(૩) **યોગ યજ્ઞઃ**–(Yoga sacrifice)

(૪) સ્વાધ્યાય જ્ઞાન યજ્ઞઃ-(Study and knowledge sacrifice)

આ ચાર પ્રકારના યજ્ઞો યતિઓ-યત્નશીલ પુરૂષો (Anchorites, self restrained persons) સંશિત વ્રત થઇને-દૃઢ પ્રતિજ્ઞા લઇને આચરે છે.

ઉપર જણાવેલ બુદ્ધિમાન યાજ્ઞિકો-યજ્ઞ કરનારા ઉપરાંત બીજા પણ કેટલાએક યજ્ઞ કરનારાઓ તથા યજ્ઞો છે. આ માણસો કેવા પ્રકારનો યજ્ઞ કરે છે તે નીચેના શ્લોકમાં જણાવેલું છે.

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ ४–२९ ॥
अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।

આ શ્લોકમાં પ્રાણાયામને યજ્ઞનું રૂપ આપવામાં આવ્યું છે. કેટલાએક અભ્યાસીઓ-સાધકો અપાન વાયુમાં (Inhaling) પ્રાણવાયુનો (Exhaling) હોમ કરે છે. બીજા કેટલાક પ્રાણમાં અપાનનો હોમ કરે છે. આ શિવાય એક ત્રીજો પણ વર્ગ છે કે જે આહારને નિયત કરીને (Food restraint, regulating food) પ્રાણનો પ્રાણમાંજ હોમ કરે છે.

આ પ્રમાણે જુદા જુદા યજ્ઞોનું વર્ણન કરવામાં આવ્યું છે. ઉપર જણાવેલ દરેક યજ્ઞની કાર્ય પદ્ધતિ તથા સામગ્રીમાં ફેર છે; છતાં પણ ઉપરની કોઈ પણ પદ્ધતિથી યજ્ઞ કરનાર "યજ્ઞવિદ" યજ્ઞને જાણનાર કહેવાય છે. આ દરેક યજ્ઞથી કલ્મષનો–પાપનો નાશ થાય છે.

ઉપરના શ્લોકપરથી જણાશે કે ભગવદ્‌ગીતાની યજ્ઞ ભાવના ઘણીજ વિસ્તૃત છે. આ યજ્ઞો કરવાને કોઈ મહાન દ્રવ્ય અગર મોટી સામગ્રીની જરૂર નથી એટલું નહિ પરંતુ માણસ ગમે તે સ્થિતિમાં હોય તો પણ તે આ યજ્ઞો સહેલાઈથી કરી શકે છે.

યજ્ઞ ભાવના એટલે એકાદ વખત ઉપરનો કોઈ એક યજ્ઞ કરી લીધો તો ચાલે તેમ નથી. આખું જીવન યજ્ઞ રૂપ ( Life of sacrifice ) થઇ જવું જોઈએ. જીવનનું દરેક કાર્ય–ચાહે નોકરી હોય, વેપાર હોય તો પણ તે દરેક યજ્ઞ ભાવનાર્થી–બીજાની ઉન્નતિમાં મદદ કરવાના હેતુથી કરવું જોઇએ. પોતાની મહેનત પોતાને માટે નહિ પણ અન્યને માટે–બીજાને સુખી કરવા માટે હોવી જોઇએ. પોતાની સત્તાનો–મહેનતનો–દ્રવ્યનો–અંગબળનો–બુદ્ધિબળનો લાભ અન્ય માણસોને આપી તેમાંથી બચે–બાકી રહે તે આપણા ઉપયોગમાં

લેવું તે શ્રીમદ્ ભગવદ્ગીતાનું ધ્યેય છે. આ સંબંધમાં કહ્યું છે કેઃ—

**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥४-३१॥**

ઉપર જણાવ્યા પ્રમાણે યજ્ઞ કરતાં અવશિષ્ટ—બાકી રહેલ—યજ્ઞશેષ અમૃત રૂપ છે; અને તેનાથી નિર્વાહ ચલાવનારા સનાતન બ્રહ્મને પામે છે. આ પ્રમાણે યજ્ઞની મહત્તા જણાવ્યા બાદ યજ્ઞ નહિ કરનારા—સ્વાર્થી માણસોની ગતિ જણાવતાં ભગવાન કૃષ્ણચંદ્ર કહે છે કે યજ્ઞ નહિ કરનારા માટે આ લોકમાં પણ સ્થાન નથી; તો પછી પરલોકમાં તો તેમને માટે સ્થાન ક્યાંથી થાય ? સ્વાર્થી માણસો—બીજાને માટે નહિ પણ પોતાના માટેજ સર્વ પુરૂષાર્થ કરનારાઓ આ દુનિયામાં પણ ફતેહમંદ થતા નથી તો પરલોકમાં—બીજી દુનિયામાં તેમને માટે ઉચ્ચ ગતિ હોઈ શકે નહિ તે સ્વાભાવિક છે.

યજ્ઞ કરતાં અવશેષ-બાકી રહેલાથી પોતાનો નિર્વાહ ચલાવવો એ ગૃહસ્થાશ્રમીઓ માટે ત્યાગની પરાકાષ્ટા છે. આ દુનિયામાં જે કંઇ કલહ છે તેનું મુખ્ય કારણ એ છે કે માણસો પોતાનાથી બને તેટલો મોટો ભાગ પોતાના સુખ માટે મેળવવા પ્રયત્ન કરી

રહ્યા છે. અમુક માણસની પાસે શારીરિક બળ, રાજ્ય બળ, બુદ્ધિબળ, દ્રવ્યબળ હોય તો તે બીજાને સુખી કરવામાં નહિ ખર્ચતાં પોતાને સુખી કરવામાં (Self aggrandisement) ખર્ચે છે. મનુષ્યની આ અત્યારની સ્વાભાવિક પણ અનિષ્ટ વૃતિ બદલાઈ જાય અને દરેક મનુષ્ય પોતાની સત્તાનો, પોતાના જ્ઞાનનો, પોતાના બુદ્ધિ બળનો, સંપૂર્ણ અને સન્માર્ગે ઉપયોગ કરી, તેમાંથી જે કંઈ દ્રવ્ય અગર સત્તા પ્રાપ્ત થાય તેનો પોતાની, પોતાના કુટુંબનીજ ઉન્નતિને માટે ઉપયોગ નહિ કરતાં, આખી સમાજને માટે—આખા દેશને માટે —આખી મનુષ્ય જાતિને માટે ઉપયોગ કરે—મનુષ્ય જાતિને અર્પણ કરે તો આ દુનિયા એક દેવલોક જેવી થઇ જાય. પોતાના શારીરિક બળ, બુદ્ધિ બળ, દ્રવ્ય બળનો મોટો ભાગ સમાજને અર્પણ કરી જો માણસ ફક્ત થોડોક ભાગ પોતાના ઉદર નિર્વાહ માટે લઈ સંતોષ માને—માણસ આ મહાન યજ્ઞમાંથી ફાજલ પડેલ થોડોક ભાગ પોતાના ઉપયોગમાં લે, તો આ ભાગ ભલે થોડો હોય, તો પણ તે અમૃત રૂપ થાય છે. આ પ્રમાણે યજ્ઞશિષ્ટ રૂપ અમૃતનું ભોજન કરનાર—ભોગવનાર સનાતન બ્રહ્મને પામે છે. દુ:ખી દુનિયાને પોતાના સ્વાર્થ ત્યાગથી—યજ્ઞ ભાવનાથી દેવલોક બનાવી દેનાર

નરવીર–ધર્મવીરને માટે સનાતન બ્રહ્મભાવ સત્વર આવી મળે તે સ્વાભાવિકજ છે.

---

## પ્રકરણ ૧૩ મું.

# સત્વગુણની વૃદ્ધિ અને તેની ગતિ.

---

સત્વગુણની વૃદ્ધિ થાય ત્યારે માણસમાં કયા કયા ગુણ વિકાસ પામે છે તે બાબતનો કેટલોક વિચાર આગળનાં પ્રકરણોમાં કરવામાં આવ્યો છે. આગળ કરવામાં આવેલો વિચાર સંપૂર્ણ નથી. સત્વગુણની વૃદ્ધિની બીજી કેટલીએક નિશાનીઓ ગીતામાં આપેલી છે. આવી બાકી રહેલી સત્વગુણની નિશાનીઓનો તેમજ સત્વગુણની વૃદ્ધિ થયા બાદ માણસની કેવા પ્રકારની ગતિ થાય છે તેનો આ પ્રકરણમાં વિચાર કરવાનો રહે છે.

માણસની ઉન્નતિનો આધાર તેની બુદ્ધિ–સારાસારનો વિચાર કરવાની શક્તિ પર રહે છે. આ કારણને લઇને સાત્વિક માણસોની બુદ્ધિ કેવા પ્રકારની હોય

તે જાણવાની જરૂર છે. સાત્વિક બુદ્ધિનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે:—

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥१८-३०॥**

જે બુદ્ધિથી પ્રવૃતિ માર્ગ (Path of activity) તેમજ નિવૃતિ માર્ગનું (Path of abstinence), કાર્ય–કરવા લાયક કર્મ તથા અકાર્ય-નહિ કરવા લાયક કર્મનું, ભય તથા અભયનું, બંધ તથા મોક્ષનું રહસ્ય સમજાય તે બુદ્ધિ સાત્વિક બુદ્ધિ જાણવી.

દરેક બુદ્ધિમાન માણસ સુખની ઈચ્છા કરે છે એટલુંજ નહિ પરંતુ માણસની દરેક પ્રવૃતિ સુખ મેળવવા ટેની હોય છે. આ કારણને લઇને ભગવદ્ ગીતામાં સુખના સ્વરૂપનો નિર્ણય કરવામાં આવ્યો છે.

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ १८–३७ ॥**

જે સુખ શરૂઆતમાં વિષ જેવું જણાય પરંતુ જેનું પરીણામ અમૃતના જેવું મીઠું તથા સુખકર આવે તથા જે સુખ આત્મ બુદ્ધિ (Knowledge of self) પ્રસાદ રૂપ હોય તે સુખ સાત્વિક સુખ કહેવાય

છે. આવા સુખનું ખરૂં મૂળ-ઉત્પતિ સ્થાન આત્મબુદ્ધિ (Self realisation) છે.

આવા પ્રકારનુ સાત્વિક સુખ ઈચ્છનાર જ્ઞાન કેવા પ્રકારનું હોય છે તે પણ જાણુવાની જરૂર છે. સાત્વિક જ્ઞાનનું ગીતામાં નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છે.

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥१८-२०॥**

જે જ્ઞાનથી સર્વ ભૂત પ્રાણીમાં એકજ અવ્યય ભાવ (Inseperate existence, Unity) જણાય અને દરેક વિભક્ત (Seperated) પદાર્થમાં અવિભક્ત ભાવ —ઐક્ય જણાય તેજ જ્ઞાન સાત્વિક છે.

માણુસની બાહ્યદ્રષ્ટિ તેની આંતર માન્યતાથી રંગાયેલી રહે છે. આ કારણુથી સત્વ ગુણુની વૃદ્ધિ થતાં માણુસની દ્રષ્ટિ (Outlook) ફેરવાઇ જાય છે. સામાન્ય માણુસની દ્રષ્ટિએ આ આખા જગતમાં વિભકત ભાવ (Sense of diversity, seperateness) જણાય છે; પરંતુ સત્વગુણુની વૃદ્ધિ થાય છે ત્યારે સાધકને આ સૃષ્ટિમાં દેખાતી ઉપરછલ્લી વિભકત ભાવનાની પાછળ રહેલો અવિભકતભાવજ (Sense of unity)

જણાય છે. આ પ્રમાણે ભેદબુદ્ધિ દૂર થઇ સર્વત્ર અભેદબુદ્ધિ ઉદ્‌ભવે ત્યારેજ અભ્યાસીમાં સત્વગુણની વૃદ્ધિ થઈ છે તેમ જાણવું.

સત્વગુણની વૃદ્ધિ થતાં આખા શરીરમાં કેવા પ્રકારનો ફેરફાર થાય છે તેનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે.

**सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ १४-११ ॥**

જ્યારે શરીરના સર્વ દ્વારમાં જ્ઞાનનો પ્રકાશ પ્રકાશી રહે ત્યારે એમ જાણવું કે હવે સત્વગુણની વૃદ્ધિ થવા લાગી છે-થઈ છે.

શરીરના સર્વ દ્વાર એટલે આ શરીરની તમામ ઇંદ્રિયો (Sense organs). પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિય તથા મનમાં જ્યારે પ્રકાશ ઝળહળી ઉઠે-અજ્ઞાનથી થયેલ અંધકારના આવરણ દુર થાય ત્યારેજ સત્વ ગુણની વૃદ્ધિ થઈ છે તેમ જાણવું. ધાર્મિક ઉન્નતિનો સવાલ બાજુ પર રાખીએ અને કેવળ શારીરિક તથા માનસિક ઉન્નતિનું ધ્યેય લઈએ તો પણ મનુષ્ય શરીરની આ સ્થિતિ સર્વોત્તમ છે. સુખી શરીર-આરોગ્ય

શરીરમાં સુખી મન (Soundmind in a sound body) એ દ્રષ્ટિથી જોઇએ તો પણ ગીતામાં જણાવેલ સત્વગુણ વૃદ્ધિની પદ્ધતિ કેવળ હિંદુસ્તાન પર તો શું પણ આખી જનતા પર મહાન ઉપકાર કરી શકે તેમ છે. સમાજની કેળવણી જ્યારે આ પાયાપર-ગીતામાં બતાવેલ સત્વગુણ વૃદ્ધિની પદ્ધતિપર રચાશે ત્યારેજ કેળવણીનો ખરો હેતુ પાર પડશે.

ઉપરની પદ્ધતિ પર ગોઠવાયેલ કેળવણીમાં શિષ્યોને -સાધકને પાછા પડવાનો ભય રહેતો નથી. સત્વગુણની સરીતામાં પડેલ શિષ્ય આગળ વધતો વધતો બ્રહ્મ મહોદધિમાંજ વિલીન થાય છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ-

ऊर्ध्वं गच्छंति सत्त्वस्थाः ॥ १४-१८ ॥

સત્વગુણવાળાની ઉર્ધ્વ ગતિ થાય છે.

આ દુનિયામાં સત્વગુણી સુખી થાય છે-તેની ઉન્નતિ થાય છે એટલુંજ નથી; પરંતુ પરલોકમાં-ભાવિ જન્મમાં પણ તેની ઉચ્ચ ગતિ થાય છે.

यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४-१४ ॥

દેહધારીમાં–મનુષ્યમાં જો મરણ સમયે સત્વગુણની વૃદ્ધિ થઈ હોય તો તે માણસ મરણ બાદ ઉત્તમ માણસોના અમલાન (Without impurities, pure, spotless) લોકોને (world) પામે છે. રજોગુણ તથા તમોગુણ એ આ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના મળ (Impurities) જેવા છે. સત્વગુણની વૃદ્ધિ થતાં આ મળ દૂર થાય છે. આ પ્રમાણે સત્વગુણી માણસ શુદ્ધ થવાથી તેને અમલ–શુદ્ધ–દેવઆદિ લોકમાં સ્થાન મળે છે.

સત્વગુણ સર્વોત્તમ ગુણ છે. રજસ તથા તમસનો પરાજય કરી સત્વગુણ વિકસાવવાની જરૂર છે. શરીર રૂપ વસ્ત્રમાંથી રજસ તથા તમસ રૂપ મળ દૂર કરવામાં સત્વગુણ રૂપ સાબુની જરૂર પડે છે. જેમ કપડામાંથી મેલ દૂર કર્યા બાદ સાબુને પણ દૂર કરવો પડે છે- ધોઈ નાંખવો પડે છે તેમ આખરે સત્વગુણને પણ તજી દેવો પડે છે.

સત્વગુણને તજી દેવાનું કારણ એ છે કે સત્વગુણ પણ એક પ્રકારનો ગુણ (Thread) છે. જેમ સામાન્ય ગુણ–દોરો બાંધે છે-બંધન કરાવે છે તેમ સત્વગુણ પણ બંધન કરાવે છે. તમોગુણ તથા રજોગુણના પ્રમા-

ણમાં આ બંધન બહુજ બારીક–સૂક્ષ્મ તથા સુખકર છે; છતાં બંધન તો ખરૂંજ. સત્વગુણનું બંધન કેવા પ્રકારનું હોય છે તેનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે.

तत्र सत्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ १४–६ ॥

હે અર્જુન? સત્વ, રજસ, તમસ એ ત્રણ ગુણોમાંથી સત્વગુણ તેના નિર્મળપણાથી (Stainless-ness, Purity), પ્રકાશકપણાથી (Illuminating nature), અનામયપણા (Healthiness), હેડીને સુખ સંગથી (Attachment to pleasure) તથા જ્ઞાનસંગથી (Love for Knowledge) બાંધે છે–આસક્ત કરી રાખે છે.

એ એક સામાન્ય નિયમ છે કે જ્યાં ત્રણ ગુણ પૈકી એક પણ ગુણ છે ત્યાં બંધન તો રહેવાનુંજ. બંધ એ ગુણની શક્તિ છે. ગુણનું પ્રાબાલ્ય કેવળ આ લોકમાં–મૃત્યુલોકમાં છે તેવુંજ નથી. દેવલોકમાં પણ ત્રિગુણનું પ્રાબાલ્ય છે. આ કારણથી દેવતાઓમાં પણ દ્વેષ-ભાવ તથા વૈરભાવ હોવાના આપણા પુરાણોમાં દ્રષ્ટાંતો

છે. ત્રિગુણનું પ્રાબાલ્ય ત્રિભુવનમાં વ્યાપી રહેલું છે તે જણાવતા ગીતામાં કહ્યું છે કેઃ—

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिगुणः ॥ १८-४० ॥**

આ લોકમાં–મૃત્યુલોકમાં અગર દેવોના દેવ-લોકમાં એવી એક પણ વ્યક્તિ નથી કે જે પ્રકૃતિના આ ત્રણ ગુણોમાંથી મુક્ત હોય. આ શ્લોકનું રહસ્ય એટલુંજ છે કે ત્રિગુણનું સામ્રાજ્ય બહુજ વિશાળ છે. દેવની પદવી પ્રાપ્ત કરનાર વ્યકિત પણ ત્રિગુણથી પર થઈ શકતી નથી. ત્રિગુણથી પર થવું–પ્રકૃતિના સામ્રા-જ્યની પાર થવું–ત્રિગુણાતીત થવું છે ઘણુંજ મુશ્કેલ છે.

જ્ઞાનયોગના અભ્યાસીનું ધ્યેય દેવલોકની પેલી પારનું છે. જ્યાં સુધી ગુણ છે ત્યાં સુધી બંધ છે. જ્યાં સુધી બંધ છે ત્યાં સુધી શાશ્વત સુખ હોતું નથી. આ બંધનોંનો કેવી રીતે સદાને માટે નાશ કરવો, આ અખંડ સુખની કેવી રીતે પ્રાપ્તિ કરવી, દેવતાઓને પણ જે દુર્લભ તેવી શાંતિ કેમ મેળવવી તે પ્રશ્નનો ગીતામાં વિચાર કરવામાં આવ્યો છે. અર્જુન બહુ ઉચ્ચ અધિકારી હતા. તેમણે શાસ્ત્રનો ઉંડો અભ્યાસ કર્યો હતો. જપ, તપ પણ કર્યા હતા. કલેશ ટાળવા રાજ્યને પણ

તિલાંજલી આપવા તૈયાર થયા હતા; છતાં તેનો શોક-મોહ ગયો નહિ. આનું કારણ શું અને તેનો શો ઉપાય? ભગવાન શ્રીકૃષ્ણે આ ઉપાય અર્જુનને બતાવ્યો છે. ભગવાન કહે છે કે:—

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥२-४५॥**

હે અર્જુન વેદોમાં ત્રિગુણવાળા વિષયોનું વર્ણન કરવામાં આવ્યું છે. પરંતુ તારે તો નિસ્ત્રૈગુણ્ય-ત્રિગુણ વગરના-ત્રિગુણાતીત થવું પડશે. આ પ્રમાણે ત્રણ ગુણની પેલી પાર જવાથી નિર્દ્વંદ્વતા (Beyond pairs of opposite)-સારા તથા ખરાબની અસર નહિં થાય તેવી સ્થિતિ-નિત્ય સત્વભાવ-નિર્યોગ ક્ષેમભાવ તથા આત્મભાવની તમને પ્રાપ્તિ થશે.

ત્રિગુણની પેલી પાર જવું-નૈસ્ત્રૈગુણ્ય થવું-ત્રિગુણાતીત થવું તેજ અભ્યાસીનું ધ્યેય હોવું જોઇએ કારણ કે તેમ કરવાથી અભ્યાસીને-સાધકને-મનુષ્યને શાશ્વત શાંતિ તથા અખંડ સુખની પ્રાપ્તિ થાય છે. ત્રિગુણાતીત એટલે શું, તે થવાને શું કરવું વિગેરે પ્રશ્નોનો હવે પછીના પ્રકરણમાં વિચાર કરવાનો રહે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

---

# ત્રિગુણાતીત.

આ દુનિયાના તમામ માણસોમાં અપાર ભેદ છે. કોઈ બ્રાહ્મણ છે તો કોઈ શુદ્ર છે, કોઈ સ્ત્રી છે તો કોઈ પુરૂષ છે, તો કોઈ યુવાન છે તો કોઇ વૃદ્ધ છે, કોઈ શ્રીમંત છે તો કોઇ ગરીબ છે. આ પ્રમાણે જાતિ, દેશ, વર્ણ, ધર્મ વિગેરે અસંખ્ય કારણોને લઇને માણસોમાં ભેદ છે.

આ પ્રમાણે દરેક મનુષ્યમાં ભેદ છે; છતાં દરેક મનુષ્ય પરમેશ્વરની પ્રજા છે. આખી મનુષ્ય જાતિ-આખી સૃષ્ટિ એક પીતાનો પરિવાર છે. એક ચક્રવૃતિ રાજાથી માંડી એક ધુળના અણુ સુધીની તમામ સૃષ્ટિ ઈશ્વરે સૃજેલી છે. આ દ્રષ્ટિથી જોતાં જગતના સ્થાવર જંગમ બધા પદાર્થો પરમેશ્વરના પુત્રો છે–સૃષ્ટાની (Creator) દિવ્ય સૃષ્ટિ (Creation) છે.

જેમ એક પીતાને બે ચાર પાંચ પુત્રો હોય છે; તેમ આ જગતની અંદર ઉત્પન્ન થયેલ હરકોઈ પ્રાણી (Creature) તે ઈશ્વરનું માનીતું અનેવહાલું બાળક છે.

જેમ એકજ પીતાના બાળકો નાના મોટા હોય છે તેમ એકજ પરમેશ્વરે પેદા કરેલ બાળકોમાં કેટલાએક વિકાસક્રમમાં (Evolution) આગળ વધેલા હોય છે અને કેટલાએક વિકાસક્રમમાં પાછળ રહેલા હોય છે. જેમ બાળક નાનું હોય કે મોટું હોય છતાં પણ તેના પીતાની મીલકત પર તેનો સરખો હક હોય છે તે પ્રમાણે મનુષ્યોમાં–તેમના વિકાસક્રમમાં ભેદભાવ હોય છતાં પણ ઇશ્વરીના કીંમતી વારસામાં–મોક્ષમાં પ્રભુના દરેક બાળકનો–સૃષ્ટિના દરેક પ્રાણીનો સરખો હીસ્સો છે.

ઇશ્વરનો વારસો એટલે ઇશ્વર જેવું ઐશ્વર્ય (Power) સંપાદન કરવાનો હક, તે સંપાદન કરવાની તક તથા શક્તિ. પ્રભુની (Go.)–ઈશ્વરના જેવી પ્રભુતા (Greatness) મેળવવી તે સૃષ્ટાએ સરજેલ સર્વ પ્રાણીનો જન્મ સિદ્ધ હક (Birthright) છે. પ્રભુની આ પ્રભુતાને કેટલાએક મોક્ષ (Salvation), શાશ્વત શાંતિ (Eternal peace), નિર્વાણ (Extinction), અગર અખંડ અને અક્ષય સુખ (Everlasting happiness) કહે છે.

આ પ્રમાણે નામમાત્રમાં ગમે તે ભેદ હોય છતાં મુખ્યવાત એટલી તો ખરી છે કે પ્રભુએ સરજેલ

પ્રાણીમાં પ્રભુ થવાની શક્તિ છે. જેમ એક અગ્નિના તણખામાં સમસ્ત અગ્નિની શક્તિ રહેલી છે, જેમ એક વડના બીજમાં આખો વડ થવાની શકિત રહેલી છે તેજ પ્રમાણે પરમેશ્વરે સરજેલ દરેક ચીજમાં, પછીથી જે મનુષ્ય હોય, પ્રાણી હોય કે પત્થર હોય, ગમે તે હોય, તો પણ તેમાં પરમેશ્વર થવાની શકિત રહેલી છે.

વડબીજમાં રહેલી શકિતનો વિકાસ કરી એક ઘણાજ નાના બીજનું મહાન વૃક્ષ કેમ બનાવવું તેનું જ્ઞાન જેમ બીજ વાવનારને જરૂરનું છે તે પ્રમાણે પોતાની અંદર રહેલી પ્રભુતાને પ્રકટાવી પરમેશ્વર જેટલા સામર્થ્યવાન કેમ બનવું તેની કાર્ય પદ્ધતિ દરેક માણસે જાણવી જોઇએ. આ કાર્ય પદ્ધતિ એટલે દુનિયાના જુદા જુદા ધર્મો. દરેક ધર્મમાં આ કાર્ય પદ્ધતિનું થોડું અગર ઘણું જ્ઞાન આપવામાં આવેલું હોય છે. આટલે અંશે દુનિયાના દરેક ધર્મ સમાજ પર ઉપકાર કરે છે.

દુનિયાના બીજા ધર્મ કરતાં હિંદુ ધર્મમાં આ કાર્ય પદ્ધતિનું જે જ્ઞાન આપવામાં આવ્યું છે તે અતિ ઉત્તમ છે. આ ધર્મમાં મહાન તત્ત્વવેત્તાઓ, રૂષિઓ તથા મહર્ષિઓ થઈ ગયા છે. આ મહા પુરૂષોએ સી,

પુત્ર, ધન, દોલત વિગેરેનો ત્યાગ કરી જીંદગીભર આ પ્રશ્નનો વિચાર કરેલો છે. હજારો વર્ષો સુધી આ વિચાર આર્યભૂમિમાં ખેડાયેલો છે. આ વિચારને અંગે નક્કી કરેલ તત્વો જનસમાજમાં કેટલીએકવાર અજમાવવામાં પણ આવ્યા છે. આ પ્રમાણે વિચાર, આચાર, મનુષ્ય સ્વભાંવની ખાસીયતો તથા મનુષ્યની જરૂરીયાતોનો બહુજ ઉંડો વિચાર કરી જુદા જુદા પ્રકારના મનુષ્યના વિકાસને માટે જુદી જુદી કાર્ય પદ્ધતિ હિંદુ ધર્મમાં નક્કી કરવામાં આવેલી છે.

પ્રભુના બાળકને પ્રભુપદ પ્રાપ્ત કરાવવા-મનુષ્યને મહાત્મા બનાવવા-સાધકને સામ્રાટ બનાવવાની કેટલી એક પદ્ધતિ શ્રીમદ્ ભગવદ્ગીતામાં છે. આ પદ્ધતિ (Method) પૈકી પ્રકૃતિ પુરૂષના વિવેકની પદ્ધતિ-સાંખ્ય પદ્ધતિ-જ્ઞાનયોગ એ બહુજ સાદી, સરળ અને સુખકર છે. આ પદ્ધતિનો કેટલોક વિચાર પહેલાંના પ્રકરણોમાં કરવામાં આવ્યો છે. પ્રકૃતિ તથા પુરૂષનો વિચાર કર્યો. પ્રકૃતિનું સ્વરૂપ તથા તેનું કાર્ય જોયું. પ્રકૃતિના ત્રણ ગુણો જોયા. સત્વ, રજસ તથા તમસની ઓળખાણ કરી. સાધક તમસનો ત્યાગ કરી, રજોગુણમાં આવ્યો. તેનો પણ મહા મુશીબતે ત્યાગ કરી સત્વગુણી

થયો. તમોગુણ તથા રજોગુણને દબાવી સત્વગુણની વૃદ્ધિ કરવી તે બે પાંચ દહાડાનું કે પાંચ દશ વરસનું કાર્ય નથી. તેટલું કરતાં તો ઘણી વખત એક અગર અનેક જન્મ વીતી જાય છે. સમય ગમે તેટલો લાગે પણ તે કર્યા સિવાય છુટકો નથી. સત્વગુણની સાધકે વૃદ્ધિ કરી. તેથી તેને આ લોકમાં સુખ તથા શાંતિ મળ્યા અને પરલોકમાં અનામય લોકની પ્રાપ્તિની ખાત્રી થઇ.

સત્વગુણની વૃદ્ધિથી સુખ, શાંતિ, સંતોષ સાધકને મળ્યા; પરંતુ હિંદુ ધર્મમાં આટલેથી અટકી જવાનું નથી. સાધકને હજી પણ આગળ વધવાનું છે. આખી ગીતા વાંચતા જણાશે કે અર્જુનની પણ આવીજ મનોદશા હતી. અર્જુને પણ ભગવાન શ્રીકૃષ્ણને શ્રીમુખેથી ગીતા સાંભળી, પ્રકૃતિ પુરૂષનો અટપટો સંબંધ સમજવા મહેનત કરી, ત્રિગુણનું તત્વ સમજવા પ્રયત્ન કર્યો, તમસમાંથી રજસમાંથી અને રજસમાંથી સત્વગુણમાં આવવાની જરૂર જોઈ, રજોગુણ દબાવી પોતે સત્વગુણી થયા. અર્જુનને લાગ્યું કે હવે છેડો આવ્યો પરંતુ તેમ નથી. સત્વગુણની વૃદ્ધિ કરવી એ સાધકને માટે મહાન ફતેહ છે ખરી પરંતુ તેમ કરવાથી અંતિમ ધ્યેય પ્રાપ્ત કર્યું તેમ તો નજ કહેવાય.

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને-અભ્યાસીને હજી પણ ઉચ્ચ અને તેજોમય પ્રદેશમાં લઈ જવા માગે માગે છે. તેઓ કહે છે કેઃ—

**गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ १४–२० ॥**

હે અર્જુન, જ્યારે દેહી-દેહધારી–મનુષ્ય, જે ત્રિગુણમાંથી તમામ દેહો–શરીરો ઉત્પન્ન થાય છે તે ત્રિગુણને તરી જાય છે–ઓળંગી જાય છે–ત્રિગુણાતીત થાય છે ત્યારેજ તે જન્મ, મૃત્યુ, જરાના દુઃખમાંથી મુક્ત થાય છે અને તે અમૃતનો સ્વાદ ચાખે છે.

ઉપરના શ્લોક પરથી જણાશે કે તમસગુણને દબાવી, રજોગુણને દબાવી સત્વગુણની વૃદ્ધિ કરવી ખરી પરંતુ સત્વગુણની વૃદ્ધિ કરી અટકી જવાનું નથી. સત્વ ગુણને પણ આખરે તાબે કરી સાધકે ત્રણે ગુણને ઓળંગી ત્રિગુણાતીત થવું એજ ધ્યેય છે.

ગુણની બંધન કરવાની શક્તિ છે. તમોગુણના બંધનને જો લોખંડની સાંકળ જેવું સખત બંધન ગણીએ તો તેના પ્રમાણમાં રજોગુણનું બંધન મજબુત રસીના બંધન જેવું છે અને સત્વગુણનું બંધન એક

સુતરના તાંતણાના બંધન જેવું છે. લોખંડની સાંકળે બંધાયેલ માણુસને છુટા થવામાં જેટલી મુશ્કેલી પડે તેટલી મુશ્કેલી, દોરડાથી બંધાયેલ માણુસને પડતી નથી અને દોરડાથી બંધાયેલ માણુસને છુટા થતાં જેટલી મુશ્કેલી પડે, તેટલી મુશ્કેલી કેવળ સુતરના તાંતણાથી બંધાયેલ માણુસને પડતી નથી. સુતરના તાંતણાથી બંધાયેલ માણુસ-સત્વગુણી માણુસ ધારે તો કોઇની મદદ શિવાય પોતેજ તાંતણો તોડી મુક્ત થઈ શકે ખરો; પરંતુ જ્યાં સુધી સુતરનો તાર તોડવામાં નથી આવતો ત્યાં સુધી જેમ માણુસ બંધાયેલો રહે છે; તેજ પ્રમાણે જ્યાં સુધી સત્વગુણનો પણ ત્યાગ કરી માણુસ ત્રિગુણાતીત થતો નથી ત્યાં સુધી તે મુક્ત થયો છે તેમ કહી શકાય નહિ.

સત્વગુણની સીમા અને મુક્તનો પ્રદેશ લાગલાગટ છે. બંન્નેના સીમાડા એક સાથે લાગેલા છે. બે મહાન રાજ્યો હોય તે હજારો માઇલના વિસ્તારના હોય છે. આવા એક રાજ્યની સરહદના છેડા પર ઉતરેલો માણુસ ફક્ત એક પગલું ભરવાથીજ તે રાજ્યની હકુમત છોડી બીજા રાજ્યમાં જઇ શકે છે. આ પ્રમાણે સત્વગુણની વૃદ્ધિ કરેલ અભ્યાસી એક પગલું ભરવાથી-સહજ વિશેષ પરિશ્રમ કરવાથી મોક્ષની

પુણ્ય ભૂમીમાં દાખલ થઇ શકે છે. જેમ એક માણસ અમુક રાજ્યની સરહદના સીમાડા પર હોય, છતાં પણ જે રાજ્યની સરહદમાં તે માણસ હોય તેના કાયદા કાનુન તેને લાગુ પડે છે; તે પ્રમાણે સત્વગુણની અંતિમ સ્થિતિએ પહોંચનાર માણસને પણ ત્રિગુણના સામ્રાજ્યમાં હોય ત્યાં સુધી તેને ત્રિગુણના કાયદા–પ્રકૃતિના નિયમો–જન્મ–જરા–દુઃખ વિગેરે લાગુ પડે છે. જેમ સરહદ પરના માણસો થોડુંક ચાલીને બીજા પ્રદેશમાં જવાથી તેને પહેલાંના રાજ્યના કાયદા બંધન કરતા થતા નથી: તે પ્રમાણે સત્વગુણને ઓળંગી–ત્રિગુણને ઓળંગી–ત્રિગુણાતીત થનારને પ્રકૃતિના રાજ્યના કાયદાઓ–જન્મ–મૃત્યુ જરા વિગેરે અસર કરી શકતા નથી. માણસ–અભ્યાસી–સાધક એ સ્થિતિએ પહોંચે કે તેને પ્રકૃતિના કાયદા બંધનકારક ન થાય ત્યારેજ તે પ્રકૃતિના પ્રદેશમાંથી પ્રભુના પ્રદેશમાં–મોક્ષ માર્ગમાં દાખલ થયો કહેવાય. આ પુણ્યમય મોક્ષ માર્ગમાં દાખલ થવાને માટે સાધકને ત્રિગુણાતીત થવું પડે છે.

ત્રિગુણાતીત થવું એટલે હિંદ જેવા પરતંત્ર દેશમાંથી, અમેરીકા જેવા સ્વતંત્ર દેશમાં જવું અગર અમેરીકા જેવા નાસ્તિક દેશમાંથી હિંદ જેવા આસ્તિક અને ધર્મપરાયણ દેશમાં આવવું એમ નથી.

ત્રિગુણાતીત થવું એટલે સંસાર છોડી સંન્યાસ લેવો, ગૃહસ્થાશ્રમ છોડી વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવો, શહેર છોડી જંગલમાં ભટકવું, એમ નથી. ત્રિગુણાતીત થવામાં સ્થાનભેદની ( Change of place ) જરૂર નથી.

ત્રિગુણાતીતની દશા ( state ) એ સ્થાનાંતર (Change of place ) નથી પણ સ્થિત્યાંતર ( Change of state ) છે. ત્રિગુણાતીત થવાને માટે માણસને પોતાનો હંમેશનો ધંધો, રોજગાર, પોશાક, આચાર, વિચાર સદંતર છોડી દેવાની જરૂર નથી; પરંતુ તે પ્રત્યેનું પોતાનું માનસિક વલણ ( Mental attitude ) બદલવાની જરૂર છે. સ્થાનાંતરથી નહિ પરંતુ સ્થિત્યાંતરથી ત્રિગુણાતીત પદની પ્રાપ્તિ કર્યાના આપણા શાસ્ત્રમાં જનકવિદેહી વિગેરે અનેક રાજાઓના દાખલા છે.

આખી ભગવદ્દગીતા એ આ સત્યનો પુરાવો છે. અર્જુન શરૂઆતમાં રાજ્યપાટ છોડી કેવળ ભીક્ષા માગી પોતાનો ઉદરનિર્વાહ ચલાવવા તૈયાર થયા હતા; પરંતુ તેમની આ ઈચ્છા શ્રીકૃષ્ણ ભગવાનને પસંદ પડી નહોતી. અર્જુનની આ ઇચ્છાને ભગવાનનું અનુમોદન નહિ મળવાનું કારણ સ્પષ્ટ છે. અર્જુન સ્થાનાંતર કરવા માગતા હતા. રાજપુત્ર મટી વાનપ્રસ્થ થવા

માગતા હતા. રણસંગ્રામ છોડી વનમાં રહેવા માગતા હતા. પ્રવૃતિ છોડી નિવૃતિ પરાયણ થવા માગતા હતા. ધનુષ્ય બાણ છોડી ભીક્ષાપાત્ર ગ્રહુણ કરવા માગતા હતા. આ માર્ગ મોક્ષમાર્ગ નહુતો અને તેથીજ શ્રીકૃષ્ણે અર્જુનને તેમ કરતાં અટકાવ્યા.

યુદ્ધ કરવાનું બાહ્ય કર્મ ચાલુ રાખી, યુદ્ધ પ્રત્યે પોતાની માનસિક બુદ્ધિનું પરિવર્તન કરવું તેજ શ્રીકૃષ્ણ ભગવાનનો અર્જુનને સંદેશ હતો. યુદ્ધ કરવા છતાં યુદ્ધના લાભાલાભનો વિચાર ન કરવો, શરીરમાં અત્યંત પ્રવૃતિ હોવા છતાં મનમાં અખંડ શાંતિ રહે, રણભૂમિ પર હજારોને મારી નંખાય અગર જાતે મરી જવાય તો પણ આંતરિક સુખમાં-શાંતિમાં ભંગ ન પડે, આવી ઉચ્ચ સ્થિતિએ અર્જુનને પહોંચાડવાનો ભગવાનનો આશય હતો. આ એકએકથી વિરૂદ્ધ ઘટના કેમ સંભવે? કયા પ્રકારની તાલીમ લેવામાં આવે તો રણક્ષેત્રમાં પણ-લડાઈમાં રોકાયા છતાં પણ-સંસારના ખેલો ખેલતા છતાં પણ મનુષ્ય પોતાની આંતરિક શાંતિ ન ગુમાવે? આ એક મહાન પ્રશ્ન હતો. આ પ્રશ્નનો ઉકેલ કરવાને ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ત્રિગુણાતીત થવાનો ઉપદેશ આપ્યો છે અને કહ્યું છે કે ત્રિગુણા-

તીત થયા સિવાય જન્મ, મૃત્યુ, જરાના દુઃખમાંથી મુક્ત થઇ અમૃત થવાતું નથી.

ત્રિગુણાતીત શબ્દ સાંભળતાંજ અર્જુન ચમકે છે. ત્રિગુણાતીત એટલે શું તેનો અર્જુન જેવા ઉચ્ચ અધિકારીને પણ સ્પષ્ટ ખ્યાલ નહતો. ત્રિગુણાતીતની સ્થિતિ તો ઘણીજ ઉચ્ચ હતી. ત્રિગુણાતીત થવું એટલે અમૃતભાવ પામવો. આ પ્રમાણે ત્રિગુણાતીતનું મહાત્મ્ય મોટું છે. તે સાંભળીને આવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા અર્જુન જેવા ઉચ્ચ અધિકારી લોભાય-આકર્ષાય તે સ્વાભાવિક છે. ત્રિગુણાતીત થવાની અર્જુનની તીવ્ર ઇચ્છા થતાંજ તે ભગવાન શ્રીકૃષ્ણને ત્રિગુણાતીત થવાની કાર્ય પદ્ધતિ વિગેરે જણાવવા વિનંતિ કરે છે. અર્જુન પુછે છે કેઃ—

**कैर्लिंगैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।**
**किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ १४-२१ ॥**

હે ભગવન! ત્રિગુણાતીત થયેલા હોય તેવા મહાત્માઓના કયા ચિન્હ હોય છે? તેમનામાં-કયા ગુણો હોય છે કે જેનાથી તેમને ઓળખી શકાય? ત્રિગુણાતીત થયેલા મહાત્માનો આચાર કેવો હોય છે? ત્રિગુણાતીત કેવી રીતે થઇ શકાય છે?

ઉપરના શ્લોકમાં ત્રણ જુદા જુદા પ્રશ્નો છે. ત્રિગુણાતીત કેવી રીતે થઈ શકાય તે ઘણોજ અગત્યનો તથા વ્યવહારૂ પ્રશ્ન છે. બીજા બે પ્રશ્નો પણ મુખ્ય પ્રશ્નને મદદ કરનારા છે. ત્રિગુણાતીતનું વર્તન કેવું હોય છે તે પણ જાણવું જરૂરનું છે. આ બાબતનું જ્ઞાન હોય તોજ આ વર્તનને-આચારને માણસ આદર્શ (Ideal) તરીકે સ્વિકારી ધીમે ધીમે તે દિશા તરફ જવા પ્રયત્ન કરી શકે. આખરે ત્રિગુણાતીતના ચિન્હ જાણવાથી માણસ પોતાનો વિકાસ માપી શકે છે. અર્જુનના આ ત્રણ પ્રશ્નો ઘણા અગત્યના છે. તે બરોબર ધ્યાનમાં રાખવાથીજ તેના જવાબનું મહત્વ સમજી શકાશે; કારણ કે આ ત્રણે પ્રશ્નનો જુદો જુદો ઉત્તર ગીતામાં આપવામાં આવ્યો નથી. ભગવાન શ્રીકૃષ્ણે તો, ત્રિગુણાતીતના કયા કયા લક્ષણ છે તે ચાર શ્લોકમાં જણાવેલા છે. શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

**प्रकाशं च प्रवृतिं च मोहमेव च पांडव।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृतानि कांक्षति ॥ १४-२२ ॥**

જે માણસ પ્રકાશ (Knowledge, light) પ્રવૃતિ (Activities) અને મોહ (Delusion) જો વિદ્યમાન હોય તો તેમને ધિક્કારે નહિ તથા અવિદ્યમાન હોય

તો તેમની આકાંક્ષા કરે નહિ તે ત્રિગુણાતીત કહેવાય છે. આ શ્લોકપરથી જણાશે કે પ્રાપ્ય વસ્તુ પ્રત્યે તિરસ્કાર અગર અસંતોષ અને અપ્રાપ્ત વસ્તુની આકાંક્ષા એ ત્રિગુણાતીતની સ્થિતિએ પહોંચેલા અગર પહોંચવાની ઇચ્છા રાખનાર અભ્યાસીમાં હોવા જોઇએ નહિ.

આ ઉપરાંત અભ્યાસીને બીજા પણ ગુણ વિકસાવવાની જરૂર છે. તીવ્ર તિરસ્કાર તથા આકાંક્ષાના અભાવથી એક જાતની ઉદાસીનતા સામાન્ય રીતે અભ્યાસીમાં આવે છે. આ ઉદાસીનતા (Indifference) અને તે કેવા પ્રકારની અભ્યાસીની માન્યતા થાય છે ત્યારે ઉદ્‌ભવે છે તેનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે:—

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।**
**गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥ १४-२३ ॥**

ત્રિગુણાતીત પર ગુણોની–સત્વ, રજસ, તમસની–ત્રિગુણના કાર્યની અસર થતી નથી અને તે હંમેશા ઉદાસીનવત્ રહે છે. ત્રિગુણાતીતની ઉદાસીનવત્ સ્થિતિનું કારણ તેની માન્યતા છે. ત્રિગુણાતીતનો ત્રિગુણ પણ કાબુ હોવાથી–ત્રિગુણાતીતને ગુણો તથા તેના કાર્યનું જ્ઞાન હોવાથી તે માને છે કે ગુણોજ

ગુણોમાં પ્રવર્તે છે. ત્રિગુણાતીત પોતે સ્વરૂપથી ભિન્ન હોવાથી તથા તે બાબતનું તેને જ્ઞાન (Consciousness) હોવાથી ગુણો તથા તેના કાર્યો તેને અસર કરી શકતા નથી.

ત્રિગુણાતીતને ગુણો કેવી રીતે અસર કરી શકતા નથી એ બાબતનું પણ વિશેષ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ १४-२४ ॥**

જે માણસ ત્રિગુણાતીત થયેલ હોય છે તેની દ્રષ્ટિમાં સુખ અને દુઃખ, સોનું, લોખંડ કે પથ્થર, પ્રિય અને અપ્રિય, નિંદા અને સ્તુતિ એ બધું સરખું જ છે. આ પ્રમાણે ત્રિગુણાતીતમાં સમભાવ આવવાનું કારણ એ હોય છે તે પોતે સ્વ-પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરીને રહે છે.

સમભાવના બીજા પણ વિશેષ દ્રષ્ટાંત આપવામાં આવે છે.

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ १४-२५ ॥**

ત્રિગુણાતીત સ્થિતિએ પહોંચેલ માણસ માન અને અપમાનમાં, મિત્ર તથા દુશ્મનમાં કંઇજ તફાવત -રાગદ્વેષ રાખતો નથી. આવો માણસ સર્વ આરંભ-સમારંભો-કાર્યોનો પરિત્યાગ કરે છે.

ત્રિગુણાતીતમાં કયા કયા ગુણ હોય-હોવા જોઇએ તે ઉપર જણાવ્યું છે. આ ગુણો સંપાદન કરવાથી માણસ ત્રિગુણાતીત થાય છે. આ ગુણો સંપાદન કરવાના સતત્ પ્રયાસથી પણ માણસ પોતાની જાતને ઉચ્ચ કક્ષામાં લઇ જઈ શકે છે. આ ગુણોનો વિકાસ કરવાથી માણસ ત્રિગુણાતીત થઇ શકે છે.

ઉપરના ગુણો પરથી-ઉપરના ચાર શ્લોકમાં કરવામાં આવેલ ગુણોના વર્ણન પરથી જણાશે કે ત્રિગુણાતીતની સ્થિતિ પ્રાપ્ત કરવાની મુખ્ય કુંચી જ્ઞાનમાં-જ્ઞાનયોગમાં-ત્રિગુણના પદ્ધતિસરના જ્ઞાનમાં-ત્રિગુણના કાર્યના જ્ઞાનમાં રહેલી છે. ગુણોજ ગુણોમાં વર્તે છે એ માન્યતા થવાને માટે સત્વ, રજસ તમસ એ ત્રણે ગુણોનું વિગતવાર અને પદ્ધતિસરનું જ્ઞાન જોઇએ. ગુણોજ ગુણોમાં વર્તે છે, તે માન્યતા સિવાય ઉપર જણાવેલ ત્રિગુણતીતનો આચાર અભ્યાસીમાં આવે નહિ. ત્રિગુણનું વાસ્તવિક જ્ઞાન મેળવવું તેમાં બહુજ બુદ્ધિ

વિકાસની તથા બુદ્ધિબળની જરૂર પડે છે. જે લોકોમાં ઉચ્ચ પ્રકારનું બુદ્ધિબળ ન હોય તેમને માટે ઉપર જણાવેલ જ્ઞાનમાર્ગ નથી.

મંદ બુદ્ધિવાળાઓને પણ ત્રિગુણાતીત થવાનો લાભ મળે તે માટે ભગવાન શ્રીકૃષ્ણે એક બીજો સાદો અને સરસ રસ્તો બતાવ્યો છે.

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ १४-२६ ॥**

જે માણસો અવ્યભિચારી (Undeviating, one pointed) ભક્તિયોગથી મારી–શ્રીકૃષ્ણ પરમાત્માની સેવા કરે છે તે પણ ત્રિગુણાતીત થઇ બ્રહ્મભાવને પામે છે.

શ્રીકૃષ્ણની સારામાં સારી સેવા કઇ–ભગવાનની ઉત્તમ ભક્તિ કઇ તથા તે કેમ કરવી તે પણ ગીતામાં જણાવેલું છે.

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ १८-४५ ॥**

દરેક માણસ પોત પોતાનું કર્મ કરવાથી–પોત પોતાનો ધર્મ બજાવવાથી–પોત પોતાની ફરજો બજા-

ચવાથી સંસિદ્ધિને (Perfection) પામે છે. સ્વધર્મ પાલનથી-પોતાની ફરજો બજાવવાથી માણસને કેવી રીતે સંસિદ્ધિ મળે છે તેનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે.

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥१८-४६॥**

જે પરમાત્માથી આ સર્વ ભૂતપ્રાણીની પ્રવૃતિ થાય છે તથા જે પરમાત્મા સર્વ ભૂતપ્રાણીમાં વ્યાપી રહેલા છે; તે પરમાત્માનું પોતાના સ્વધર્મ પાલનથી પૂજન થાય છે. આવા પૂજનથી માણસને સિદ્ધિ-મુક્તિ મળે છે.

ઉપરના શ્લોકો બહુજ અગત્યના છે. પરમાત્માની મૂર્તિ શોધવાને માટે માણસે બહુ દૂર જવાની જરૂર નથી. પ્રભુએ પેદા કરેલ દરેક પ્રાણીમાં પ્રભુ વસે છે. પ્રભુએ પેદા કરેલ દરેક પ્રાણી તેજ પરમેશ્વરની પૂજ્ય પ્રતિમા છે. આ પ્રતિમાના પૂજનમાં-પ્રભુએ પેદા કરેલ પ્રાણીની સેવામાં ધૂપ, દીપ, નૈવેદ્ય, ફળ, ફૂલ વિગેરે કિંમતી સામગ્રીની જરૂર નથી. સ્વકર્મથી તેનું પૂજન કરવું તે સર્વ પૂજનવીધિમાં ઉત્તમ પૂજન છે. સ્વધર્મથી પૂજન એટલે અમુક પ્રાણી પ્રત્યે-અમુક મનુષ્ય

પ્રત્યે આપણી શી ફરજો છે–શી જવાબદારી છે તે સમજી ફરજોનું બરોબર પાલન કરવું–વર્ણાશ્રમધર્મના રહસ્યનું પાલન કરવું તેજ પૂજા છે.

આ શ્લોકમાં કહેલું સત્ય જો બરોબર સમજાય, તો ફક્ત તેટલા પરથીજ, માણસની પોતાની ઉચ્ચ ગતિ થાય, તેટલુંજ નહિ, પરંતુ આખી દુનિયા દેવલોકમાં ફેરવાઈ જાય. જો રાજા, પ્રજા પ્રત્યેની પોતાની ફરજ સમજી તે પ્રમાણે વર્તે–રાજાના સ્વધર્મનું પાલન કરે; જો રૈયત, રાજ્ય પ્રત્યેની પોતાની ફરજ સમજી, રૈયતનો સ્વધર્મ પાળે; જો એક રાજ્ય, બીજા રાજ્ય સાથેનો પોતાનો સ્વધર્મ સમજી તે પ્રમાણે ચાલે; જો મુડીવાદ તથા મજુર પોતાના સ્વધર્મો–ફરજો સમજી તેમનું યથાવીધિ પાલન કરે; જો ધનિક માણસો નિર્ધન પ્રત્યે પોતાનો ધર્મ સમજી પોતાના સ્વધર્મનું પાલન કરે; જો દેશનો બ્રાહ્મણ વર્ગ વિદ્યાભ્યાસ કરી વિના મૂલ્યે તથા નિસ્વાર્થ બુદ્ધિથી દેશમાં જ્ઞાનનો પ્રસાર કરે; જો ક્ષત્રિય વર્ગ ગરીબ લોકોનું રક્ષણ કરી પોતાનો ધર્મ બજાવે; જો વણિક વર્ગ પ્રમાણિકતાથી ધંધો કરીને પોતાની વાણિજ્ય બુદ્ધિનો દેશને નિસ્વાર્થ બુદ્ધિથી અને સેવા ભાવથી લાભ આપે; જો શુદ્ર વર્ગ પ્રત્યે બીજા ત્રણ વર્ણો સમભાવ દર્શાવે અને

શુદ્ર પણ સંતોષ તથા પૂજ્યભાવથી અન્ય ત્રિવર્ણની સેવા કરે–પોતાના સ્વધર્મનું પાલન કરે; તો તેનાથી બીજી વધારે કિંમતી પ્રભુની પૂજા કઈ હોઈ શકે ? આવી પૂજાથી પરમાત્મા ખુશી થાય છે. તેમ કરવાથી પ્રભુની સૃષ્ટિમાં–ઇશ્વરી સામ્રાજ્યમાં સર્વત્ર શાંતિ અને સંતોષ વ્યાપી રહે છે. આ પ્રમાણે સ્વધર્મ પાલન કરનારને સંસિદ્ધિ પ્રાપ્ત થાય છે. આવો માણસ જલદીથી ત્રિગુણાતીત થઈ જાય છે. સ્વધર્મ પાલન તેજ તેનું ધ્યેય બને છે. લાભાલાભ, સુખદુઃખ, હારજીત અગર પ્રિય અપ્રિય વસ્તુની પ્રાપ્તિથી તેને ક્ષોભ થતો નથી–તેની શાંતિનો ભંગ થતો નથી.

ત્રિગુણાતીત થવાને માટે ઉપર કહ્યા પ્રમાણેના બે મુખ્ય માર્ગ છે. એક જ્ઞાન માર્ગ છે. આ માર્ગના અભ્યાસીને ત્રિગુણનું સ્વરૂપ સમજવું જોઇએ અને ગુણોમાંજ ગુણો પ્રવર્તે છે તેવી માન્યતા પર આવવું જોઇએ. આ માર્ગમાં બુદ્ધિબળની જરૂર છે. બીજો માર્ગ પરમાત્માની અવ્યભિચારી ભક્તિનો છે. આ માર્ગમાં નિસ્વાર્થ બુદ્ધિથી, ભગવદ્દ પરાયણ થઈ પ્રભુએ બનાવેલ પ્રાણીઓને પરમાત્માની મૂર્તિ કલ્પી, તેમના પ્રત્યેનો આપણો સ્વધર્મ બજાવી તેમની સેવા કરવાનો છે.

ઉપરના દરેક માર્ગ જો કે જુદા જુદા છે છતાં એકજ અભ્યાસી-સાધક તે બંન્નેનો એકી સાથે ઉપયોગ કરી શકે છે. બુદ્ધિના બળની (Intellectual strength) સાથે પ્રેમનું બળ (strength of love devotion) મળતાં, સાધકની ઉન્નતિનો વેગ ઘણોજ વધી જાય છે. જ્ઞાનીના બુદ્ધિબળની સાથે ભકતના હૃદય-બળનો સંજોગ થતાં સોનું અને સુગંધ એકઠું થયા જેવો મેળાપ થાય છે. જ્યારે ભકત જ્ઞાની થાય અગર જ્ઞાની ભકત થાય ત્યારેજ પ્રભુ પ્રગટ થાય છે. જ્ઞાન અને ભકિતનો યોગ-જ્ઞાની ભકત પરમેશ્વરને પ્રિય છે તે હકીકત સાક્ષાત શ્રીકૃષ્ણે પોતેજ ભગવદ્ગીતામાં કહી છે. આર્ત-દુઃખી, જીજ્ઞાસુ, અર્થાર્થી-દ્રવ્યના લોભી તથા જ્ઞાની એ ચાર પ્રકારના મનુષ્યો પરમેશ્વરની ભક્તિ કરે છે-પરમાત્માના ભકત છે.

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थम् अहं स च मम प्रियः ॥७-१७॥**

ઉપરના ચાર પ્રકારના ભકતો પૈકી, જ્ઞાની, નિત્ય યુકત, એકાકિ ભકિત કરનાર સર્વથી ઉત્તમ છે. જ્ઞાનીને હું અત્યંત પ્રિય છે અને તે મને-ભગવાન શ્રીકૃષ્ણને અત્યંત પ્રિય છે. આમ ભગવાન શ્રીકૃષ્ણ પોતે કહે છે.

જ્ઞાની ભકત પરમાત્માને પ્રિય હોવાનું કારણ સ્પષ્ટ છે. આ સૃષ્ટિનું બંધારણ, પ્રકૃતિ પુરૂષનું સ્વરૂપ, જ્ઞાની બીજા કરતાં સારી રીતે સમજે છે. ઇશ્વરી યોજનાનો શું હેતુ છે તે જ્ઞાની સમજે છે. આવે હેતુ સમજી જ્ઞાની તે પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવે છે. આ કારણથી બીજા ભકત કરતાં જ્ઞાની સ્વધર્મ પાલનથી અન્ય પ્રાણીની સેવા સમજીને તથા સારી રીતે કરે છે. જ્ઞાની સમજે છે કે સૃષ્ટિના સુખ દુ:ખમાં, લાભલાભ, જયાજય ફકત પ્રકૃતિના-ત્રિગુણના ખેલ જેવા છે. આવું સમજી જ્ઞાની સમત્વ પ્રાપ્ત કરે છે-ત્રિગુણાતીત થાય છે.

આ જગત એક મહાન નાટકશાળા છે. પ્રકૃતિની લીલા અનુસાર તેનું કાર્ય ચાલ્યા કરે છે. વાસ્તવિક રીતે તો મનુષ્ય એક દ્રષ્ટા (Spectator) જેવો છે. એક નાટકમાં અગર એક સીનેમાના દ્રશ્યમાં થોડીવારમાં ઘણાજ દ્રશ્યો (Scenes) પ્રેક્ષક સમક્ષ જેમ રજુ થાય છે; તે પ્રમાણે આ જગતની રંગભૂમિ પર જુદા જુદા પાત્રો આવી જુદા પ્રસંગો-દ્રશ્યો ખડા કરે છે. ઘડીકમાં યુધિષ્ઠર રાજાના રાજસૂય યજ્ઞનો દેખાવ રજુ થાય છે. થોડીજ વારમાં યુધિષ્ઠરને વનવાસ મળે છે. આ પ્રમાણે દ્રશ્ય બદલાતા છતાં નાટકશાળાના દ્રષ્ટાના આનંદમાં જેમ

ફેર પડતો નથી તેજ પ્રમાણે જગતમાં બનતા બનાવોથી, સુખ દુઃખથી, જય વિજયથી, લાભ હાનિથી જ્યારે માણસના સમભાવમાં કોઈ પણ પ્રકારનો ફરક ન પડે ત્યારેજ તે ત્રિગુણાતીત થયો કહેવાય.

ત્રિગુણાતીતની જે સ્થિતિનું ઉપર વર્ણન કર્યું છે તેવીજ મતલબ વર્ણન ગીતામાં ઘણી જગ્યાએ કરવામાં આવ્યું છે. આ બધી જગ્યાએ અભ્યાસીએ સમબુદ્ધિ વિકસાવી સમતા મેળવવી તેજ ઉપદેશ કરવામાં આવ્યો છે.

**समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ।१३-२७।**

આ સર્વ વિનાશ પામનારી વસ્તુમાં અવિનાશી પરમાત્માનું દર્શન કરે તથા સર્વ ભૂત પ્રાણીમાં સરખી રીતે રહેલ પરમાત્માનું જે માણસ દર્શન કરે તેનીજ દ્રષ્ટિ વાસ્તવિક છે. ત્રિગુણનો આ સઘળો ખેલ છે તે ખોટો—અનિત્ય—જલદીથી નાશ પામનારો છે. ખરૂં—નિત્ય-શાશ્વત-વિશ્વાસલાયક-ખરી વખતે મદદ કરનાર તો પ્રભુનું નામ—પરમેશ્વરની ભકિત—ભૂત સેવા-સ્વધર્મ પાલન છે. આવી માન્યતા તેજ ખરી માન્યતા—સાચું જ્ઞાન છે.

આવા ભકતની શી સ્થિતિ થાય છે તેનું વર્ણન નીચેના શ્લોકમાં કરવામાં આવ્યું છે.

**समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ।१३-२८।**

ઈશ્વર કેવળ મંદીરમાંજ છે અગર અમુક સ્થાનમાં છે, એવી સંકુચિત ભાવનાનો ત્યાગ કરી, આખરે સાધક–અભ્યાસી ઇશ્વર સર્વત્ર વ્યાપક છે અને તેથી કરી સર્વ ભૂત પ્રાણીમાં સરખી રીતે વ્યાપી રહેલ છે, એવી માન્યતા પર સ્થિર થાય છે. જ્યારે આવી માન્યતા સાધકમાં વિકાસ પામે છે ત્યારે તે આત્માનો–પોતાની ઉન્નતિનો પોતાના આત્માથી–પોતાના કૃત્યથી–પોતાના અજ્ઞાનથી નાશ કરતો નથી. આવો માણસ આત્માથી–પોતાના સ્વધર્મ પાલનથી, આત્માની–પોતાની જાતની ઉન્નતિ કરે છે. માણસ જ્યારે આ સ્થિતિએ પહોંચે છે ત્યારે તે પરાં ગતિને–ઉચ્ચ સ્થિતિને પામે છે.

કર્મ, ભકિત તથા જ્ઞાન એ ઇશ્વરને પામવાના ત્રણ માર્ગ છે. આ ત્રણે માર્ગ શરૂઆતમાં એક એકથી જુદા હોય તેવું જણાય છે, પરંતુ તે ત્રણેમાંથી એક પણ માર્ગનું બરોબર સેવન કરનાર આખરે એકજ

સ્થાને પહોંચે છે. કર્મ તથા ભકિત માર્ગ કરતાં જ્ઞાન માર્ગના અભ્યાસમાં વિશેષ બુદ્ધિ બળની જરૂર છે; પરંતુ જ્ઞાનમાર્ગે જનાર સાધકને સૃષ્ટિનું-તેના તત્વોનું -ત્રિગુણનું પદ્ધતિસરનું જ્ઞાન મળવાથી તે સૃષ્ટિના તત્વો પર વધારે સારી રીતે અને વધારે જલદીથી કાબુ મેળવી શકે છે. ( Knowledge is power ) "જ્ઞાન એ શકિત છે" એ કહેવતનું ખરૂં સત્ય જ્ઞાનયોગનો અભ્યાસી સમજી શકે છે. ત્રિગુણના વિગતવાર જ્ઞાન સિવાય ત્રિગુણાતીત થઇ શકાય નહિ અને ત્રિગુણાતીત થયા સિવાય અખંડ સુખ તથા દિવ્ય શાંતિ મળી શકતા નથી. તમસમાંથી, રજસમાં, રજસમાંથી સત્વગુણમાં અને સત્વગુણમાં સ્થિર થયા બાદ તેનો પણ ત્યાગ કરવાથીજ માણસ ત્રિગુણાતીત થઇ શકે છે-માણસ પરમ શાંતિ અનુભવી શકે છે-માણસ નિર્વાણ પામે છે-મોક્ષ મેળવે છે-બ્રહ્મ મહોદધિમાં મળી જઈ પરમાત્માના દિવ્ય તેજમાં લીન થઇ પરમાત્મ સ્વરૂપ થઈ જાય છે.

ॐ शान्ति, शान्ति, शान्ति.

સમાપ્ત.

## આ પુસ્તકમાં વપરાયેલા પારિભાષિક તથા તેવા બીજા શબ્દો તથા ઉદાહરણોનો

# કોષ.

# ગીતા એટલે શું ?

ગીતા એટલે સંસાર ત્યાગ નહિ, પરંતુ ગીતા એટ તરીકે રહી, સંસારી જીવનનું–ગૃહસ્થાશ્રમનું રહસ્ય પ્રમાણે વ્યવહાર રાખી, જાતે સુખી થઇ, બીજાને સુ માટેનું જરૂરી જ્ઞાન.

ગીતા એટલે સર્વોત્તમ ભાવનાના સામ્રાજ્યમાં પહેલાં. વચ્ચે આવતા વિસામાને (Stages) સમજ રહસ્ય સમજવું તે.

ગીતા એટલે અર્જુન વિષાદયોગ નામના પહેલા અ વર્ણન કરેલ વિષાદગ્રસ્ત અને શોકાતુર અર્જુનની સ્થિ પ્રવૃત્તિને માટે તિરસ્કાર બુદ્ધિ નહિ–યુદ્ધ પ્રત્યે વિરા નહિ; પરંતુ ગીતા એટલે અઢારમા અધ્યાયની આખ.. .. સંદેહ થઇ. સુસ્થિર અને સુદૃઢ રહી, શ્રીકૃષ્ણની આજ્ઞા પાળ વાની અર્જુનની પ્રતિજ્ઞા.

ગીતાનો અભ્યાસી અર્જુનની માફક સુખ દુઃખમાં સમભાવ રાખી, રાગદ્વેષનો ત્યાગ કરી, કેવળ સ્વધર્મ બુદ્ધિથી. આ જગતની વેદીપર પ્રજ્વલિત થઇ રહેલા મહાન વિશ્વયજ્ઞમાં–મહાકુદ્રમ. પોતાનો સ્વધર્મ બજાવી–સ્વધર્મનું પાલન કરી, પોતાની જાતની આહુતી આપે–પોતાને બલિદાન તરીકે હોમે.

આવી અડગ શ્રદ્ધા, સંકલ્પ તથા સ્વાત્મ બળવાળા પુરુ જે દેશમાં પાકે તેની ઉન્નતિ દૈવ પણ રોકી શકે નહિ.

ગીતા એટલે આવા મહારથીઓ પેદા કરવાની વિદ્યાનું નાનકડું પુસ્તક.

ગીતાનું જ્ઞાન એટલે આવા મહાનુભાવ નરવીરો ઉત્પન્ન કરવાની–મનુષ્યને મહાત્મા બનાવવાની–નરને નારાયણ કરવાની દુનિયાને દેવલોક બનાવવાની એક સાદી, સરળ અને સચોટ જ્ઞાન પદ્ધતિ. આ પુસ્તકના ઉપોદ્ઘાતમાંથી સહજ ફેરફાર સાથે.